લાયબ્રેરી તથા ઇનામને માટે રાખવા લાયક.

ૐ

# જ્ઞાનમય સુબોધમાળા.

લેખક અને પ્રકાશક—
માસ્તર રાયસિંહ નાથાભાઇ બ્રહ્મભટ્ટ.
( કલોલના. )
વ્હર્નાકયુલર શિક્ષક. ગોધરા મ્યુનિસિપલ
મુખ્ય સ્કુલ.
ગોધરા—સાતરીઆ બજાર, પંચમહાલ.



સંવત ૧૯૭૭ સન ૧૯૨૧
આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
મૂલ્ય રૂ. ૨—૦—૦.

સર્વ હક્ક કર્તાને સ્વાધીન



# બુક મળવાનું ઠેકાણું.

ગોધરા.
કર્તા પાસે.

ગોધરા.
શ્રી. ગજેંદ્ર બુક ડેપો.

ભાલોદ.
ફુમાસદાર રતનસીંગજી દોલતસીંગજીને ત્યાં
ભાલોદ-( રાજપીપળા સ્ટેટ )
સ્ટેશન-રાજપારડી.
અંકલેશ્વર થઈને

રીચીરોડના પુલ નીચે શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. પોપટલાલ
અમથાલાલે છાપી નં. ૧૧૬-અમદાવાદ.

# પ્રસ્તાવના.

સાંપ્રતકાળમાં ઘણાં પુસ્તકો રચાય છે, અને ઘણા વિદ્વાન લેખકોને હાથે લખાએલાં જ્ઞાનમય પુસ્તકો પણ જોવામાં આવે છે અને તે અદ્યાપિપર્યંત હયાતિ ભોગવે છે. હું તે વિદ્વાન લેખકો પૈકીનો એક અંશ પણ નથી. પરંતુ કુદરતી રીતે જીજ્ઞાસા ઉત્પન્ન થતાં આ એક લઘુ પુસ્તક જનસમૂહની સેવામાં મૂકવા ભાગ્યશાળી થયો છું, તે દેવતાઈ વિદ્વાન લેખકોનો પ્રતાપજ છે. જે વિદ્વાન લેખકોએ વિદ્વતા ભરેલાં પુસ્તકો જનસમૂહમાં અમ્મર મૂક્યાં છે તેનું મનન કરવાથી તેમાંની પ્રસાદી હું પામ્યો છું. વિદ્વાન લેખકો અને સંસ્કૃત પ્રોફેસરોની માફક સંસ્કૃત ભાષાના સાહિત્ય સંબંધી ગુણો, દોષો, અલંકારો, રીતિઓ, રસ અને વ્યંગ્યના ચમત્કારો વિગેરે પૂરા અનુભવમાં આવેલ ન હોય ત્યાંસુધી સંસ્કૃત ભાષાની પુત્રી ગુજરાતી યોગ્ય શબ્દોમાં ગોઠવી શકાય નહિ. તેથી શુદ્ધ સંસ્કૃત શબ્દો પૂર્ણ રીતે નહિ વાપરતાં સાદી અને સરળ ભાષાથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. વિદ્વાન, સર્વજ્ઞ નિપુણતા ધરાવનારા મુરબ્બી બંધુઓની ચમત્કારિક બુદ્ધિ આગળ આ પુસ્તક ઉપદેશકારક નથી. પરંતુ જે ગ્રામ્યજીવન ગુજારેછે, જ્યાં લાયબ્રેરીઓનાં સ્વપ્ન પણ નથી, વિદ્વાન લેખકોને હાથે

લખાએલાં પુસ્તકો ઉપર જેમનો દૃષ્ટિપાત પણ થયો નથી, તેવા જનસમૂહને નીતિમય શિખામણો, સરળ અને સ્હમ-જાય એવા શાસ્ત્રોક્ત શ્લોકો, સાદાં અને સ્હમજણમાં આવે એવાં કવિતો એકજ પુસ્તકમાં એકત્રિત થએલાં વાંચી આ-નંદની સાથે ઉપદેશ મેળવી શકે એવા હેતુથી મારા ભાવોને મનમાં દબાવી નહિ રાખતાં અનહદ પ્રયાસે આ પુસ્તક તૈયાર કરી જનસમૂહની સેવામાં મૂક્યું છે અને પુસ્તક રચવામાં મ્હેં જે જે વિદ્વાન લેખકોના પુસ્તકોની મદદ લીધીછે તે તે મહાશયોનો હું આ જગ્યાએ આભાર માનવો ભૂલતો નથી. અને તે મુરબ્બી વાંચક વર્ગ ક્ષમા દૃષ્ટિથી વધાવી લેશે. લેખક તરીકેનો મ્હારો પ્રથમ પ્રયાસ હોવાથી મ્હારા લઘુ પુસ્તકમાં જે કાંઇ ભૂલચુક હોય તે બદલ ક્ષમા યાચું છું.

કેટલાક અનિવાર્ય અને આકસ્મિક સંયોગોને લેઇને મારા અગાઉથી થએલા આશ્રયદાતાઓ તેમજ ગ્રાહક બં-ધુને આ પુસ્તક આપતાં વિલંબ થયો છે, તે બદલ ક્ષમા ઇચ્છુ છું. તોપણ વાચકવર્ગનું ધ્યાન ખેંચવાની ખાતર તેમજ જનસમૂહની સેવાની ખાતર કંઈક હકીકત જણાવું છું. પહેલું સુખ તે જાતે નર્યા. બિમારીને લેઇને એ સુખ નષ્ટ થયું હતું. પરંતુ કર્મસંયોગે દૈવી પ્રભાવશાળી વૈદ્યરાજ રણછોડ-ભાઈ મયારામ જોષી મળવાથી તે સુખ પુનઃ પ્રાપ્ત થયું છે.

વૈદ્યરાજની દવા શરૂ કરતાં અગાઉજ મેં કોઈ કાર્ય-

ચીમાંથી તૈયાર દવા લાવવાનો વિચાર જણાવ્યો હતો. પરંતુ આત્મભોગ આપી જાતે દવા તૈયાર કરનાર આ વૈદ્યરાજનો ફાર્મસીના સંબંધે કેવો અભીપ્રાય છે તે તેમની જનસમુહની સેવા ખાતર જાહેરમાં મૂકવાની ઇચ્છા હોવાથી તેમની પ્રેરણા મુજબ આ નીચે જણાવવામાં આવ્યું છે.

લેખક અને પ્રકાશક.

રા. ના. બ્રહ્મભટ્ટ—કલોલ.

सुंदिर मणीमय भवने पश्यति छीद्रं पीपीलीका सततं ॥

## ફાર્મસીના સબંધે વૈદ્યરાજનો અનુભવ.

ફાર્મસી એ આયુર્વેદની ઉન્નતી અને વૈદ્યોને મદદ તેમજ મનુષ્યોપર પરોપકારવૃત્તિને માટે હોવી જોઇએ અને એવાજ હેતુ તેમના માલીકો તરફથી જણાવવામાં આવે છે. છતાં ઘણા અનુભવે સિદ્ધ થયું છે કે દ્રવ્યોપાર્જન શિવાયના જે જે હેતુ જણાવાય છે તે માત્ર વાકજાલ શિવાય બીજું નજ હોઈ શકે. ઊંડા ઉતરી તપાસ કરનારને જરૂર જણાશે કે ત્યાંથી તો સત્યને દેશનીકાલ થઇ ગએલો છે પછી ત્યાં સત્યની ઇચ્છા કરવી એ દેખીતી ભુલ થાય છે.

| ગોધરા<br>પંચમહાલ.<br>ઠે. મહાલક્ષ્મી<br>માતાનું મંદીર. | વૈદ્યશાસ્ત્રી રણછોડભાઇ મયારામ<br>જોષી.<br>સંહી. દા. પોતે. |
|---|---|

તેજ કારણસર તે પોતે પોતાનાજ હાથની બનાવેલી દવા વાપરે છે, ને તેથીજ તેઓશ્રી ઘણા ભયંકર દરદોમાં વિજય મેળવે છે.

| ગોધરા<br>પંચમહાલ.<br>ઠે. સાતરીઆ બજાર. | લેખક અને પ્રકાશક.<br>માસ્તર રાયસિંહ નાથાભાઇ<br>બ્રહ્મભટ્ટ ( કસોલ ) |
|---|---|

## અર્પણ પત્રિકા.

શ્રીયુત્ સદ્ગુણાલંકૃત, ઉદાર તેમ પરમાર્થ વૃત્તિવાન પરમ સ્નેહી પ્રિય મિત્ર શ્રી. કીશોરલાલ જદુલાલ ધ્રુવ

**અમદાવાદ.**

પ્રિય મિત્ર! આ દુનિયામાં, નિરાભિમાન, સરલ અને પવિત્ર સદ્વૃત્તિવાન પુરૂષોમાંના આપ એક છો. આપનો અને મારો પુર્વના રૂણાનુબંધે મેળાપ થતાં પ્રસંગોપાત મેં મારૂં બનાવેલું જ્ઞાનમય સુબોધ માળા નામનું લઘુ પુસ્તક આપને બતાવતાં સરળ અને સાદી ભાષામાં, દરેક બાબતનું રહસ્ય સમાએલું છે. એવું રચાએલું હોવાથી આપે શુદ્ધ હૃદયથી મદદ કરવાનું કામ માથે લીધું. તેમ આપનાં સ્વર્ગસ્થ ધર્મપત્નિ કંચનગૌરી તે કાલોલના દેસાઈ પુરૂષોત્તમરાય કૃષ્ણરાયની દીકરી તેમને પુસ્તકો વાંચવાનો અતિશય પ્રેમ હોવાથી અને નાની વયમાં સ્વર્ગવાસ થવાથી તેમના સ્મણાર્થે આ પુસ્તકમાં બનતી મદદ તન, મન, ધનથી આપી છે. તેના બદલામાં મ્હારા ભાવ સહિત કરેલા આ એક રંક પ્રયાસને શુદ્ધ હૃદયે શ્રદ્ધાપૂર્વક આપને સમર્પણ કરૂં છું, તે કૃપાભાવે સ્વીકારી આભારી કરશો.

લી. આપનો મિત્ર.

સંવત ૧૯૭૭ | માસ્તર રાયસિંહ નાથાભાઇ. બ્રહ્મભટ્ટ (કલોલ)
સન ૧૯૨૧ | ગોધરા સાતરીઆ બજાર—પંચમહાલ.

॥ श्री गणेशाय नमः ॥



# જ્ઞાનમય સુબોધમાળા.

## પ્રકરણ પહેલું.

### स्तुति.

नत्वा गणपतिं देवं सर्व विघ्न विनाशनम् ।
कृष्णं च करुणानाथं बाल कृष्णा विधानकम् ॥

પ્રભાતના પહોરે મહાન અરણ્યમાં એક વિશાળ વડની છાયા નીચે કુદરતી શક્તિઓને અવલોકતો મહાન વાદળમાં ચંદ્ર છુપાયો હોય તેવો, ધીમે ધીમે પૃથ્વી ઉપર લાલ કિરણો ફેંકતા અંધકારના કટ્ટા શત્રુ શ્રી સૂર્યનારાયણ ભગવાનની સામે જોઇ મહાન ગંભીર અવાજે

નીચેનો શ્લોક બોલી મંનને આશ્વાસન આપતો ચંદ્રકિશોર બિરાજમાન થએલ છે.

स्वयं महेशः श्वशुरो नगेशः सखा धनेश स्तनयो गणेशः ।
तथापि भिक्षाटनमेव शंभोर्बलियसी केवलमिश्वरेच्छा ॥

અર્થ-મહાદેવજી પોતે સ્વયં છે. (સત્તાધીશ છે) અને જેનો સસરો હિમાલય પર્વત છે, અને જેના મિત્ર કુબેર ભંડારી છે. ગણપતિ જેવા જેને પુત્ર છે છતાં મહાદેવજીને ભિક્ષા રટણ કરવું પડે છે, માટે ઈશ્વર ઈચ્છા બળવાન છે.

ઘડીકમાં નીચું ઘડીકમાં ઉચું, અને ઘડીકમાં ચારે બાજુ નજર કરતાં એકદમ ઉઠયો. ભાવી શું કરે છે એમ કહી લલાટે હાથ મૂકતો-કુટુંબને યાદ કરતો ઘડીકમાં હાસ્ય, ઘડીકમાં શોકની છાયામાં ડુબતો જણાતો જાણે મહાન સિંહ પોતાની આળસનો ત્યાગ કરી ઉઠયો હોય એવી રીતે વડની લટકતી વડવેલ પકડી એકદમ ઉભો થયો. વડની નીચેનાં ઝરડાં ઝાંખરાંને દૂર કરતો, પાંદડાંને ઠોકરો મારતો રસ્તાને શોધતો ઉતાવળે પણ ગંભીરાઈથી પગ મૂકતો, વિચારોને એક પછી એક બદલતો, આગળ ધસ્યો.

એટલામાં કંઈક અવાજ આવવાથી ચમકયો, ઉભો રહ્યો, ક્યાંથી અવાજ આવે છે એમ વિચારતો તે બાજુ જવા તૈયાર થયો એટલામાં જ ઉતાવળે સાદે નર્મદેહર, નર્મદેહર એવા શબ્દોનો ઘોષ કાનપર સ્પષ્ટ જણાવવા લાગ્યો-જરૂર

કોઈ મહાન પુરૂષ છે—મારા ભાગ્યનો ઉદય થયો. એમ બોલતો કંઈક નવીન જીવન આવ્યું હોય એવો દેખાતો હર્ષમાં તે બાજુ વળ્યો.

થોડેજ ચાલતાં નદીનો કિનારો માલુમ પડયો. ત્યાંનું જળ જોતાંજ કંઈક નવાઈ પામી બોલ્યો કે ઓહો શીતળ છતાં પણ પાપોને ભસ્મ કરી નાખે તેવું, સંસારનાં દરદોને દૂર કરનારૂં ઔષધ હોય એવું, પાપી જનોના સહવાસમાં આવવા છતાં પણ નિર્મળ અને પાપીઓના અપાર પાપના બોજાને હંમેશ તાણવા છતાં પણ કદી થાકી શકે નહિ તેવા જળના સ્થાન પાસે કયા ભાગ્યશાળીનું સ્થાન હશે?

એટલામાં જ નિર્મળ જળમાં સ્નાન કરી, શુદ્ધ વસ્ત્રને ધારણ કરી, પોતાના નિત્ય નિયમ પ્રમાણે સંધ્યા પુજા પરવારી શ્રી સૂર્યનારાયણ ભગવાનને અર્ધ્ય આપતા શ્રી મહાન યોગીશ્વરના દર્શનનો લાભ થયો. જોતાંજ પોતાનું તમામ દુઃખ નદીમાં તણાઈ ગયું હોય મહાન સુખને પ્રાપ્ત થયો હોય એવા હર્ષથી એકદમ નદીની ભેખડથી નીચે ઉતરી મહાત્માના ચરણાર્વિંદમાં વિનય પૂર્વક મસ્તક નમાવ્યું.

હે વત્સ! આનંદ કરો! આનંદ કરો! એવા શબ્દોના ઉચ્ચાર સાથે શ્રી યોગીશ્વરે હાથ પકડી ઉભો કર્યો—હે વત્સ તારૂં દુઃખ નિવારણ થશે. તારી મનોકામના પરિપૂર્ણ થશે. શાન્ત થા, સાવધ થા. ઉઠ સ્નાન કર, અને મહાન પાપને

મુક્ત કરનાર નર્મદાના નિર્મળ જળમાં તારા તમામ શોકને મુક્ત કર.

શ્રી મહાન યોગીશ્વરનું વચન અમૃત સમાન માની મહાત્માને પ્રેમ ભરી દ્રષ્ટીથી નિહાળી, વસ્ત્રાલંકારને ઉતારી સ્નાન માટે જળ તરફ પ્રયાણ કર્યું. અલ્પસમયમાં સ્નાનથી પરવારી નર્મદાના જળનાં, શ્રી સૂર્યનારાયણ ભગવાનનાં તથા મહાત્માના દર્શનનો લાભ લઇ આનંદ માનતો શ્રી યોગીશ્વરની પુઠે ચાલવા માંડયું. શ્રી યોગીશ્વરની આજ્ઞાથી ચાલતાં જાણે પ્રત્યેક અંગમાં વ્યાપ્ત થએલા ( વ્યાપી રહેલા ) ઉત્સાહથી જાણે બમણો પુષ્ટ થયો હોય, કાંઈ મહાન શક્તિને પ્રાપ્ત થએલો હોય, એવી તેજસ્વી મુખમુદ્રા દર્શાવતો, પોતાના ભાગ્યને કૃતાર્થ માનતો, શ્રી મહાત્માજીનું આશ્રમ વન નિહાળતો મુનીશ્રીને વારંવાર વંદન કરતો આગળ વધ્યો.

એ આશ્રમ વનનાં સઘળાં વૃક્ષો પંખીઓના ટૌકારથી સ્વાગત આપીને પત્રોના ભારથી નમી રહેલી શાખાઓ વડે પ્રણામ કરીને શ્રી યોગીશ્વરની સેવા અર્થેજ વન ગજાવી રહ્યાં હોય એવાં દેખાતાં હતા—પીંપળા, પીંપળ, હરડે, બહેડાં, ઇંદ્રજવ, નેપાળા, નસોતર, મધુમાધવી, જુઇ, જાઈ, ચંબેલી, તુલશી, બટમોગરા, ગુલાબ, અંદરખ, સીસમ, કરમદાં, ચારોળી, સાગ, મહુડા, બોડીયાકલાર, દ્રાક્ષ, ખાખરા, ટીંબરૂ, મેંઢાશીંગી, બીજોરાં, તથા બીજાં એવાં અનેક ઓષધીમય વૃક્ષોના પવનની લહેરમાં ગુરૂજી સાથે નાના પ્રકા-

રની વાતમાં મઝા માનતા ગુફા નજીક આવી પહોંચ્યા.

જ્યાં વૃક્ષ ત્યાં બીજ, જ્યાં ઇંડું ત્યાં પક્ષી, જ્યાં ધર્મ ત્યાં જય, જ્યાં પ્રશ્ન ત્યાં ઉત્તર, અને ગુરૂ ત્યાં શિષ્ય, એ નિયમને આધારે ગુફામાં કેટલાક શિષ્યોના મુખારવિંદમાંથી વેદ મંત્રો ઉચ્ચારાતા ચંદ્ર કિશોરના કાનને પવિત્ર કરવા લાગ્યા.

વળી પશુ અને પંખીઓ પણ પોતાના મધુર અવાજથી આશ્રમ ગજાવી રહ્યાં હતાં. ગુફાને દરવાજે કોઈ અલૌકીક પોપટ શ્રી રામ નામના ઉચ્ચાર વડે આશ્રમને તથા પોતાના પગના નાચ વડે પાંજરાને ડોલાવી રહ્યો હતો.

ગુરૂજીને દેખતાં જ જાણે નમન કરતો હોય એવા ભાવથી ડોક નમાવી પછી પધારો ચંદ્રકિશોર પધારો એવા ઉચ્ચારથી સ્વાગત કર્યું. ચંદ્રકિશોર એકદમ ચમક્યો. એકી ટસે જોઈ રહ્યો અને મહાન વિચારમાં મગ્ન થઈ શ્રી ગુરૂજી સાથે આશ્રમમાં પ્રવેશ કરી યોગ્ય સ્થાને બેઠો.

શ્રી યોગીશ્વર જાણે અજ્ઞાનમાં ડુબી રહેલા જનોના અંધકારને નષ્ટ કરવા સૂર્યનારાયણ હોય તેવા, અજ્ઞાનરૂપી અઘોર જંગલને બાળી ભસ્મ કરવા અગ્નિ હોય તેવા શ્રી યોગીશ્વરની મહાન જટાનો પાઘડી રૂપી બંધ જાણે તપશ્ચર્યાનો મોટો કોઠાર હોય એવા દેખાતા. લલાટમાં રહેલી ભસ્મના ત્રિપુંડની ત્રણ રેખાઓ જાણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને યાદ દેવડાવવા સૂચવતી હોય એવું ચળકતું લલાટ

જોઈ ચંદ્રકિશોરને અત્યંત શાન્તિ પ્રાપ્ત થઈ, અને અંતઃક-રણથી પૂર્ણ આનંદસાથે ભાગ્ય દેવીનાં વખાણ કરવા લાગ્યો.

આવા મહાન મહાત્માશ્રીનો મેળાપ અને તેમાં દરવાજે ટંગાવેલો પોપટ મારોજ હોવો જોઇએ. એવા વિચારમાં મગ્ન થતો પોતાની ખોવાએલી તમામ વસ્તુ ઈશ્વર ઈચ્છાથી પ્રાપ્ત થશે, એમ ધારવા લાગ્યો.

તગદીર પાંસરૂં ન હોય ત્યાંસુધી તતબીર પણ કામ આ-વતી નથી. જ્યારે ભાગ્યોદય નજીક આવે છે ત્યારે સર્વોપરી એટલે કે બધી બાબત અનુકુળ બની જાય છે. કહ્યુંછે કેઃ—

કર્મ પાંસરૂં હોય, જોયેલા જોશ ફળે છે,
કર્મ પાંસરૂં હોય, તેના તો દોષ ટળે છે.
કર્મ પાંસરૂં હોય, તેની જગફાળ ફરે છે,
કર્મ પાંસરૂં હોય, તેના સૌ બોલ પળે છે.
કર્મ પાંસરૂં હોય તો, અવળું સવળું થાય છે,
શામળ કહે સત્ય માનજો, કર્મવિના કોડી ન પમાય છે.

ઉદ્યોગ એ સારા નશીબનો બાપ છે. અને ખરા ઉદ-યનો માર્ગ એ ઉદ્યોગજ છે. પણ કર્મના મર્મની ખબર પ-ડતી નથી.

આ પ્રમાણે મહાન ગંભીર વિચારમાં ચિંતારૂપી મહા નદીના તરંગોમાં તરતા અને બળાત્કારથી ધીરજ ધરી જરા વિશ્રામ લેતા ચંદ્રકિશોરને જોતાંજ શ્રી યોગીશ્વરે કહ્યું કે.

હે વત્સ! તું તારી ફીકરથી મુક્ત થા. સુખ અને

દુઃખને સરખાં માન, જો સાંભળ ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्म काञ्चनः ।
तुल्य प्रियाप्रियो धीरस्तुल्य निन्दात्म संस्तुतिः ॥
मानपमानयो स्तुल्य स्तुल्यो मित्रारि पक्षयोः ।
सर्वारम्भ परित्यागी गुणातीतः स उच्यते ॥

સુખ દુખ જેને સમાન છે, માટી અને કાંચન જેને સમાન છે. પ્રિય અપ્રિયને જે તુલ્ય દેખે છે, ધીરજ રાખેછે, નિંદા સ્તુતિને સરખી ગણે છે. માન અપમાનમાં સમાન રહેછે. મિત્ર કે શત્રુ એ બે પક્ષને સરખા લેખે છે. આરંભ માત્રનો ત્યાગ કરે છે. તે ગુણાતીત કહેવાય છે. ભગવદ્ગીતા.

માટે હે વત્સ ! જેમ અતિ ગંભીર મનવાળો કંજુસ માણસ પોતાના ધનને બહાર જણાવા દેતો નથી. તેમ તારા અંત:કરણના ખેદને બહાર જણાવા નહિ દેતાં દુખને પણ સુખ સમાન માની લઈ શાન્તિને પ્રાપ્ત કર.

હે વત્સ ! જેવું હૈયે તેવું હોઠે અને જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ, એ નિયમને આધારે જેમ કમળાવાળો પુરૂષ તમામ વસ્તુઓને પીળી દેખે છે. તેમ જ્યાંસુધી દુખી વિચારો તારા મનને માંકડાની માફક નચાવી રહ્યા છે. ત્યાંસુધી આખી સૃષ્ટિ તને દુ:ખમય અને શૂન્ય લાગશે.

માટે દુ:ખમય વિચારોને દબાવીને શાન્તિરૂપી વેલને ફેલાવી તેની છાયા નીચે આનંદ માની આ તમામ શિષ્યબંધુઓની સાથે રહી ચારિત્ર્ય સુધારવાના પ્રયત્ન કર કે જેથી

હવેની તમામ જીંદગી સુખના સાગરમાં ઝોલાં ખાશે. જ્યાં-સુધી મનુષ્યનું ચારિત્ર્ય સુધરતું નથી ત્યાંસુધી દ્રવ્ય, રૂપ કે જ્ઞાન એ સર્વ એકડા વિનાનાં મીડાં જેવાં છે.

હે વત્સ! હૃદય વાણી અને વર્તન એક થતાં કોઈપણ વસ્તુ એવી નથી કે જે પ્રાપ્ત ન થઇ શકે.

હે વત્સ જો કે માર્કંડ ઋષિ નાના હોવા છતાં પણ શુદ્ધ હૃદય, નિર્મળ વાણી, અને સદાચરણથી મહાન સમર્થ શ્રી મહેશ્વરને પોતાના કરી લઈ દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરી શકયા.

ધ્રુવજીએ એજ મનોબળથી અચળપદ પ્રાપ્ત કર્યું. મીરાં-બાઈ અને નરસિંહ મહેતાએ એજ મનોબળથી શ્રી કૃષ્ણને પોતાના કરી રાખ્યા.

પ્રહલાદજીએ પોતાના બાપે નાખેલાં દુઃખને પુષ્પ સ-માન હલકાં માની લઈ એજ મનોબળના પ્રભાવથી ભગવા-નનાં નરસિંહ રૂપે દર્શન લઈ મહાન પ્રતાપી થયા.

શ્રી તુલશીદાસજીએ એજ મનોબળના પ્રભાવથી શ્રી કૃ-ષ્ણની મૂર્તિ ધનુષ બાણ સહીત રામની મૂર્તિ બનાવરાવી દર્શન પ્રાપ્ત કરી મહાન ભક્ત તરીકે પંકાયા છે.

હે વત્સ એવા એવા મહાન પુરૂષોનાં દ્રષ્ટાંતો શું બતા-વી આપે છે, તેનો ખ્યાલ કર. જે એવા વિચારો ઉદ્ભવ કરી શકતા નથી તે જેમ કફગ્રસ્ત રોગીને ઘીના ગુણો સ-મજી શકાતા નથી, તેમ આ દુનીયાનું ખરૂં રહસ્ય શું છે તે સમજી શકતા નથી.

## પ્રકરણ બીજું.

ચંદ્ર કિશોરને ગાદી મળ્યા પછી ક્રુરસિંહ બહારવટીઓ પેદા થએલાની ગર્જના સમુદ્રની ભયંકર ગર્જનાની માફક સંભળાવા લાગી. જાણે ક્રુરતાનો ભંડાર હોય, કાળનો પણ કાળ હોય; એવો મહાન અસુર જેવો પેદા થએલો જોઈ લોભી લોકોની ચિત્તવૃત્તિ પેઠે આજુબાજુની તમામ વસ્તી દોલાયમાન થવા લાગી.

સુવર્ણ નગરમાં તીક્ષ્ણતા, મલિનતા, જુઠ, ઠગાઈ, પક્ષપાત, કજીઆ, ચોરી, તૃષ્ણા, હિંસા, કામિપણું, વેરભાવ, કે વ્યસન જોવામાં આવતાં નહોતાં પરંતુ ક્રુરસિંહના મહાન ભયથી સુવર્ણ નગરી તથા આજુબાજુની તમામ વસ્તી દુષ્ટ ક્રુરસિંહથી ભયભીત બની ગઈ હતી.

અંકાર ને દ્વેષ કરે; ઈર્ષામેં અંગ જરે;
રંગ દેખી રીઝે નહિં, દૃષ્ટિ દોષ ખડો હે.
આપકો ના કરે કાજ, પરકો કરે અકાજ,
લોગનકીં છાંડી લાજ, અસુયામેં અડયો હે.
મન બાની કાયા કુર, ઓરકું સતાયે શૂર;
કામ ક્રોધકો હજુરી, બિધિયે કયું ઘડયો હે.

કેહેત કવિ ગંગ, સુનો શાહનકે શાહ શૂરા;
દુનિયામેં દુઃખ એક, દુરિજનકો બડો હે.

કુરસિંહ પોતાનાં થોડાંક માણસો સાથે સુવર્ણ નગરી નજીકના એક અરણ્યમાં પહાડની એક અંધારી વિકટ ગુફામાં કોઈ અલૌકીક શોભાવાળું એક મહાન રાજ્યને પણ આંજી નાખે તેવું ભોંયરૂં બનાવી તેની અંદર રહેતો હતો. એક વખતે ભોંયરામાં એક બાજુના મેદાનમાં પોતાના સરદારો સાથે વિશ્વ વ્યાપી અંધારાંના ખોળામાં અવની અને આકાશ નિસ્તબ્ધ છે. તે વખતે સહેજ વાદળવાળી ચાંદનીમાં સુંદર વૃક્ષોની પવનની લહેરમાં આનંદ માનતો પલંગમાં પડયો પડયો હાસ્ય વિનોદ કરતો હતો તેવામાં સહેજ મીઠી ઉંઘની લહેજત આવી. મંડળી વિખરાઇ ગઈ અને સૌ પોતપોતાના સ્થાનકે જઇ નિંદ્રા દેવીના ખોળામાં શબ્દહીન શાંતિ ભોગવવા લાગ્યા.

એવામાં કુરસિંહના ઘણા દિવસથી વૈભવ માટે કરેલી દ્રવ્યની ખુવારીનું પહેલું પગરણ મંડાયું.

નિંદ્રા દેવીના ખોળામાં મસ્તક મુકી ઝોલા ખાતા કુરસિંહને સ્વપ્ન દેવીએ ઝડપ્યો-સ્વપ્નમાં કોઈ અલૌકિક રાજનગર, અને તેની રાજમાતા જોવામાં આવી. તેના સ્વરૂપથી એટલો બધો લુબ્ધ થયો કે જાગ્યા પછી પણ પોતે ભોંયરામાં છે કે તે નગરમાં છે એકલો છે કે સ્વપ્નમાં જોએલી સ્રીની સાથે છે તેનું પણ તેને ભાન રહ્યું નહિ.

ss२८



વ્યભિચારને વ્યસને ચઢેલાને નીચે લખેલાં દુઃખ પેદા થાય છે. ભમેલું ચિત, નિદ્રાનો નાશ, પૈસાથી ખુવાર થાય છે, શરીર સુકાય છે, અને જુવાનીમાંજ પોતાના આરુષ્યનો છેડો લાવે છે.

સ્વપ્નમાં જોએલી રાણી પોતાની પાસે નથી એવું જાણુતાંજ ચંદ્ર જેમ સૂર્યનારાયણ ઉગતાં નિસ્તેજ થએલો જોવામાં આવે છે. તેમ પોતાનું સર્વસ્વ નાશ પામ્યું હોય એવા નિસ્તેજ મુખથી આજુબાજુ જોવા લાગ્યો. અને આખરે બેબાકળો બની ચીરાતા હૃદયે આંસુભીની આંખોએ અને ગદગદ કંઠે જાણે ઘોર આફત માથે આવી પડી હોય, એવા સ્વરૂપે પોતાના એક શાન્ત અને ડાહ્યા સરદારને બોલાવી સ્વપ્નમાં બનેલી હકીકત સવિસ્તર જાહેર કરી. સરદારે મંદ હાસ્યવાળું પણ ઠાવકું મુખ રાખીને તમામ હકીકત સાંભળતાં નીચે પ્રમાણે કહ્યું કે–સ્વપ્ન આળ પંપાળ છે, મનની એક જાતની નબળાઈ છે. અને કદાચ ભાવીમાં નિપજનાર વસ્તુ સહેજ ચમત્કાર બતાવતી હોય તો પણ તુલશીદાસે કહ્યું છે કે—

પરધન પત્થર જાણીએ, પરદારા માત સમાન,
એટલું કરે હરી ના મીલે, તો તુલશીદાસ જમાન.

હે કુરસિંહજી, દ્રવ્યના લોભથી અંઝાઈ નાના પ્રકારના વૈભવના સુખથી લોભાઈને અત્યારનુ આચરણજ અનિષ્ટ છે. તો હવે નવા અનિષ્ટ પેદા થતા વિચારોને જેમ બળી રાજાને

ભગવાને પગ વડે પાતાળમાં ઘુસાડયો હતો. તેમ ડાબા પગની ઠોકરે પાતાળમાં ઘુસાડો. સ્વપ્નુ આળપંપાળ છે, એમ ધારી ખેદ ભર્યા વિચારોથી લાંબો નિસાસો નાખીને ક્રુરસિંહે પોતાની આંખો લુછી, મનને શાંત કરવા માટે તેણે શોકના વિચારો બદલાવી નાખવાના પ્રયાસ માટે એક સેવક પાસેજળ મંગાવી રાહુથી ઘેરાએલી તેની મ્લાન મુખકાંતિ ઉજ્વળ કરી.

થોડા વખત પછી મેઘમાળાની ગગન વ્યાપી વાદળ જાળ વિખરાવા લાગી, ભુરા આકાશમાં ધોળાં વાદળાં સોનેરી સૂર્ય-કિરણોમાં આનંદથી તરતાં માલૂમ પડવા લાગ્યાં. ગુફાની આજુબાજુએ શોભતાં વૃક્ષોની ડાળીઓ કિરણના સોનેરી રંગથી રંગાએલી આંખને આનંદ આપવા લાગી

ભોંયરામાં અનેક કુકર્મોથી ઉપાર્જીત કરેલી લક્ષ્મી હોવા છતાં પણ જુઠ, કપટ, અને નિર્દયતા ભરેલા લોભી ક્રુરસિંહનો લોભ શાંત થતો નહોતો.

કવિ સામળભટ્ટે લોભ વિષે કહ્યું છે કે—

જાય લોભથી જીવ, દેવ પણ લોભે રૂઠે,
ભૂવન કરી દે ભસ્મ, લોભનો અગ્નિ ઉઠે.
થાય લોભથી હાણ, શાણપણું લોભે જશે,
લોભે હિંમત હીન, દીનપણું લોભે થશે.
લોભે લક્ષણ લાખો ઘટે, લોભે સંકટ શૂળ છે;
કવિ સામળભટ્ટ સાચું ભણે, લોભ પાપનું મૂળ છે.

સ્હવાર થતાંજ પોતાનો ઘોડો સજ્જ કરવાનું તથા પોતાની સાથેના ધાડપાડુ સરદારોને તૈયાર થવાનો હુકમ આપ્યો.

કુરસિંહના શબ્દોના ઉચ્ચાર સાંભળતાંજ સરદારોનાં મુખ આશા, ઉત્સાહ અને અભિમાન સૂચક લાલી ચડી આવતાં લાલચોળ બની ગયાં, ત્હેમની વિશાળ આંખોમાંથી જાણે સહસા પ્રકટી નીકળેલા અગ્નિના તણખા ઉડવા માંડયા, કાળી કીકીઓ જુસ્સા અને તેજથી ચમકવા લાગી! અને એક સેવક ઘણાજ વિનય પૂર્વક કુરસિંહના ઘોડાને તૈયાર કરી તહેનાતમાં હાજર થયો. બીજો સેવક જાણે કોઈ લગ્ન પ્રસંગમાં કીંમતી વસ્રોનો થાળ ભરી પહ્લુ ચઢાવતો હોય, તેવા ઠાઠથી ભપકાદાર પોશાક લઈ હાજર થયો. પોશાક અને હથીઆરથી સજ્જ થઇ કુરસિંહજી અશ્વારૂઢ થયા. તેનીજ સાથે પોતાના તમામ ક્ષત્રિય વીર સરદારો ચંચળ અશ્વો-પર અશ્વારૂઢ થઈ, એડીની ચાંપમાં ચાંપતા થનથનાટ કરી નચાવતા નચાવતા ગુફાની બહાર નીકળી પડયા, સૂર્ય પ્રકાશમાં ઝળહળતા સુવર્ણની માફક ચળકતા ભાલા, તલવાર અને ઢાલની સાથે ઉભે શ્વાસે ઘોડાઓને દોડાવતા ચાલ્યા. તેમના પગના પડછંદાથી પર્વતની ખીણો ગાજવા લાગી. પર્વતની ઉભી કરાડોમાંથી પડઘા પાછા વળવા લાગ્યા ધુળના ગોટે ગોટા ઉડવા લાગ્યા. દડાપ-દડાપ કરતા ભારી કદમે દોડતા આંખ મીચીને ઉઘાડતામાં તો જંગલ વટાવી બહાર એક ભવ્ય અને સુંદર સુવર્ણ નગરી નજીકના મેદા-

નમાં આવતા અટકયા.

હરિ! હરિ! મનુષ્યની મરજી અને ઇશ્વરની ઇચ્છામાં કેટલો તફાવત! તુચ્છ માનવ પોતાની ઇશ્વરે બક્ષેલી શક્તિના ગુમાનથી પોતાનું ધાર્યું કરવાના મનમાં ને મનમાં અનેક ઘાટ ઘડે છે. પરંતુ વિશ્વવ્યાપક પરમાત્મા એક ફુંક મારીને ક્ષણવારમાં ત્હેના મનમાં બાંધેલા મહેલને માટીમાં મેળવી દે છે.

નાના પ્રકારના વૈભવ ભોગવી શકાય એટલું દ્રવ્ય મળ્યા છતાં પણ લોભથી ટીચાઈ મરનાર કુરસિંહના ભાગ્યમાં હજુ શું ભાંગફોડ થવાની છે. તેની કોને ખબર!

नुपस्य चित्तं कृपणस्य वित्तं मनोरथं मानुष दुर्जनस्य।
स्त्रीयाश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः ॥

અર્થ–રાજાના ચિત્તમાં શું છે, તે કોઇને ખબર પડતી નથી, કૃપણ પુરૂષની પાસ કેટલું ધન છે. તે ખબર પડતું નથી. દુર્જનના અંતઃકરણમાં શું છે તે ખબર પડતી નથી, સ્ત્રીનાં ચારિત્રની ખબર પડતી નથી, પુરૂષના ભાગ્યમાં શું છે તે અગાઉથી ખબર પડતી નથી. દેવને ખબર ન પડે તો મનુષ્યને તો કયાંથી જ પડે.

અકસ્માત નિસ્તબ્ધ આકાશમાં "હરહર બમભોલા" ની બૂમ પ્રતિધ્વનિત થઇ. અને ઘણા માણસોનો શોર હોય એમ માલૂમ પડવા લાગ્યું. કુરસિંહ અને તેના સરદારોએ તેજ ક્ષણે ધડકતી છાતીએ અને ઉત્સુક નેત્રે ચારે દિશાએ

નજર નાંખી અને ત્યાંથી થોડે દુર ગુપચુપ ગયા પછી એક ન્હાના ખંડેર જેવા સ્થાન આગળ તેઓ આવી પહોંચ્યા.

કુરસિંહ અને તેના સરદારોને પહેલાં તો કંઈજ માલૂમ પડયું નહિ. પરંતુ થોડી થોડી વારે મૃદુતા પૂર્વક, દયા ભર્યા કંઠે, મધુર સ્વરે કોઇક દેવની ભાવ પૂર્વક સ્તુતિ થતી સાંભળવામાં આવી કુરસિંહે ઘોડા ઉપરથી ઉતરી ધીમે પગલે જાણે ચાલવામાં ભય અને સંકોચ ઉતપન્ન થતો હોય તેવી રીતે આવતા અવાજ સામે ચાલવા માંડયું.

ચારે મેર જોતાં જણાયું અને શંકા ઉત્પન્ન થઇ કે અરે આ ખંડેરા મુસલમાનોની મસીદનાં હશે કે કોઈ હીંદુ દેવસ્થાન હશે ! આગળ ચાલતાંજ જાણે કોઈ ગુફામાં ઉતરવાનાં પગથીઆં હોય તેમ માલૂમ પડયું. ભય, આશંકા, અને ચીંતાથી મન સહેજ ધ્રથરવા લાગ્યું. તેજ વખતે એક કવિનું કવિત યાદ આવ્યું કે—

પાની બિન ઝવેરી મોતીકું ખરીદત નાહિ,<br>
પાની બિન સુઘડ શિરોહી કોન કામકી !<br>
પાની બિન હયકું ખુદાઈમેં ખરીદત નાહિ,<br>
પાની બિન દમ કેસો દામની ન કામકી !<br>
પાની બિન પુરૂષકો નામભી રહત નાહિ,<br>
પાની બિન કિમ્મત ન હીરે કે જામકી;<br>
અરે નર જ્ઞાની ! તું પાનીકા જતન કર,<br>
પાની ગયે જીન્દગાની હય કોન કામકી !

તે પ્રમાણે કુરસિંહનાં રોમેરોમ ખડાં થયાં અને જાણે સૌથી શ્રેષ્ટ વીરત્વ બતાવવા અંદર ધસ્યો જતો હોય એવી રીતે ઉતરવા માંડયું. પાંચ અને સાત પગથીઆં નીચે ઉતરતાંજ એક ડોકા બારી સમીપ આવી પહોંચ્યો.

હું એકલો છું, સહાય વિનાનો છું, દુર્બળ છું, મારી પાસે સાધન નથી એવી ફીકર સિંહને સ્વપ્નામાં પણ થતી નથી. એ નિયમ અનુસાર ચૈતન્યતા પ્રાપ્ત થતાંજ ધીમે રહી કુરસિંહે માથાના ફેંટાને એક બાજુએ ઝુકાવી બારીમાં ડોકીયું કર્યું. તો તરતજ આરસપહાણુ જડીત ચોક નજરે પડયો. તેની એક બાજુએ પીતળનાં પતરાં જડીત સુંદર પાટ, ઉપર સુંદર રૂપેરી બાજઠ અને તેના ઉપર લાલ રંગનું વસ્ત્ર પાથરેલું હતું. એ વસ્ત્રની ઉપર એક નાનું પુસ્તક નજરે પડયું. બાજુમાં કેટલીક ફુલદાનીઓ ગોઠવેલી હતી. ચોક વચ્ચો વચ્ચ ફુવારો ઉડી રહ્યો હતો. એક બાજુએ છાતી સમાન ઉંચી પીતળની દીવી ઉપર દીપક તેજોમય બળ્યા કરતો હતો, ઘુમટ વચ્ચે ગંભીર અવાજ થાય તેવો મોટો ઘંટ લગાવેલો હતો, તેની નીચે આરસપહાણનો ઘણાજ હોંશીયાર કારીગરોએ ઘણા દિવસ મહેનત લઈ બનાવેલો મનોરંજક પોઠીઓ માલુમ પડયો. શ્રી મહેશ્વરનું દેવાલય છે. ધારી તરતજ અંદર પ્રવેશ કર્યો. અને શ્રી મહેશ્વરને નમન કરી, દેવળની ચારે બાજુએ નિરીક્ષા કરવા લાગ્યો. જેની શરીરની કાન્તિ ઘણીજ સુંદર અને લાવણ્યમય હતી, જેની લાંબી દાઢી અને

મૂછો ચાંદી જેવી ચળકતી હતી, જટાજુટ ભૂષિત મૂખમંડળમાં વિશાળ ભ્રમર ઉપર પથરાએલું ઉજ્જવળ કપાળ અનુપમ સૌંદર્યરાશીથી ઉછળી રહ્યું હતું. તેનાં તેજોમય ચક્ષુઓ જટાજુટના વિખરાએલા વાળમાં દેદીપ્યમાન દેખાતાં હતાં. કુરસિંહ શાન્ત ચિત્તે, સ્થિર નેત્રે એવા મહાન યોગીશ્વર સામે એકી ટસે જોઈ રહ્યો અને ધીમેથી વિનયપૂર્વક નમન કરીને પૂછવા લાગ્યો.

હે મહાન યોગેશ્વર! આ મહેશ્વરનું રાજદરબારી ઠાઠવાળું અને દેદીપ્યમાન મંદિર કયા ભાગ્યશાળીના આશ્રયથી ચાલે છે. કુરસિંહનાં વિનયભર્યાં વચનોથી સંતુષ્ટ થઈ શ્રી મહાન યોગીશ્વરે કહ્યું કે, પ્રજાની પ્રીતિને પૂર્ણ રીતે મેળવનાર, મહાત્માઓનો સત્કાર કરનાર, દેવતાઓનું આરાધન કરનાર અને વિદ્વાનોને આશ્રય આપનાર, ક્ષત્રીવટને સાચવનાર, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, સુવર્ણ નગરીના નરેશ, ચંકિશોરના આશ્રયથી આ દેવાલય શોભી રહ્યું છે. અને સુવર્ણનગરીનાં રાજમાતા શુદ્ધ હૃદયે શ્રી શંકરની આરાધના કરે છે.

એટલામાંજ દેવી પ્રતિમા; બાળરાણી પ્રફુલ્લ ચહેરે શ્રી મહેશ્વરની નિયમીત્ત પૂજા કરી લઈ પુજાપાની થાળ એક હાથમાં લઈ શ્રી મહેશ્વરના દેવાલયમાંથી નીકળી શ્રી યોગેશ્વરને આવી નમન કર્યું. શ્રી યોગેશ્વરે હે ભાગ્યવતી! "બમ ભોલા શંકર સર્વદા સહાય હો, કહી આશીર્વાદ દીધો.

કુરસિંહે શ્રી યોગીશ્વર તરફથી પોતાની દૃષ્ટિ બાળરાણી તરફ ફેરવી મણીધરની મણીની માફક ચળકતું તેજોમય પ્રફુલ્લિત મુખારવિંદ જોતાંજ સ્વપ્નમાં આજ, સ્વપ્નમાં આજ એમ શંશય પેદા થતાંજ ત્હેનું ચિત્ત હિંડોળે ચ્હડ્યું, જાગ્રતમાં, નિદ્રામાં, સ્વપ્નમાં અને ડગલે ડગલે જે મૂર્તિ મારી ચક્ષુ સમીપ અંકાઈ છે. તેજ આ! મારી અંધારી ગુફામાં, આ નિર્જન વનમાં એકાંત સેવવા ભાગ્યશાળી બનાવું. એવી ઈચ્છાથી જેમ એક નાના છિદ્રમાંથી પવનને જતાં વાર લાગતી નથી. જેમ દીપક પ્રગટ થતાં અંધકારને જતાં વિલંબ થતો નથી, તેવી રીતે એકદમ દેવાલયમાંથી છટકયો. અને પોતાના તમામ સરદારોને એક પળવારમાં સમળીની ઝડપની માફક બાળરાણીનું હરણ કરવાનો સંકેત કર્યો. અને દેવાલયમાંથી બાળરાણી તેજબાના નીકળતા મેનાની ઈશારત આપી.

अति रूपेण वै सीता अति गर्वेन रावणा ।
अति दाने बलिराजा अती सर्वत्र वर्जयेत् ॥

અતિશે રૂપ હોય તે પણ અનિષ્ટ પરિણામ નીપજાવે છે, અને તેજ કારણે નિર્દોષ મહાન સતી સુવર્ણપુરની મહારાણી તેજબા ઉપર આફત આવી. અને ધોળે દહાડે લૂંટી લેનારા વૈભવી કુરસિંહે પણ અનાચારનું અનહદ પગલું ભર્યું. હવે ભાગ્યની શું ઉથલપાથલ થાયછે, તે હવે જોવાનું છે.

મહાદેવી જેમ અસુરોને સંહારવા તૈયાર થાય, અગ્નિ જેમ લીલું સુકું બાળીને ભસ્મ કરવા તૈયાર થાય, તેમ કુરસિંહના તમામ સરદારો વજ્ર તૂટી પડયું હોય, એવી એક મોટી ગર્જના સાથે એકાએક બાળરાણીના મેના ઉપર તૂટી પડયા. તલવારોના ઝણઝણાટ, વીરોના વિજયનાદ, અને તીરોના ટંકારથી મેનાની આજુબાજુના ગણ્યા ગાંઠયા જુજ માણુસો ભયભીત થઈ ગયા. અને ભવિષ્ય ભયંકર લાગવાથી હથીઆર છોડી દઈ ઉંચે શ્વાસે સુવર્ણનગરી તરફ કુચ કરી.

કુરસિંહના મદોન્મત થએલા સરદારો વિચિત્ર પ્રકારના પોકારો કરતા વગર વિલંબે મેનો હસ્તગત કરી શકયા.

અફસોસ! હે હરી! તારી અજબ કળા ન્યારીજ છે, ચડતી પડતીનો ચમકારો કોઇ ઓરજ છે. જે સીતાજી સાક્ષાત જુગદંબા અવતાર હોવા છતાં લંકાનો રાજા રાવણ હરી ગયો હતો. એવો એક પણ દિવસ આવ્યો હતો. જે દમયંતી ઉપર નળ સદા પ્રેમમાં રહેતો હતો તેજ નળે એક દિવસ વનમાં રઝળતી મૂકી હતી

જે દ્રૌપદી પાંડવોને અતિ પ્રિય હતાં, તેજ દ્રોપદીનાં એક દિવસ ચીર ખેંચાયાં હતાં. તેવીજ રીતે આપણાં સુવર્ણનગરીનાં રાજમાતા તેજબા ઉપર આફત આવી. અને દુષ્ટ કુરસિંહના પંઝામાં ફસાયાં.

# પ્રકરણ ત્રીજું.

ભરતખંડના મુખ્ય ભૂષણરૂપ, દેદીપ્યમાન, દેવમંદિરોથી દીપી રહેલ, ભવ્ય મકાનોથી ભરપુર, મોટા અને ભવ્ય બગીચાઓના સુગંધીમય પુષ્પોની સુવાસથી મહેકી રહેલી સુવર્ણનગરી, જાણે બીજી વૈકુંઠપુરી હોય, એવો ભાસ આપતી હતી. નગરીની ચારે બાજુ મહાન વિશાળ દુર્ગ હતો. જેની ચારે બાજુએ ભવ્ય, દેદીપ્યમાન અને મનોહર દરવાજા આવી રહેલા હતા. દુર્ગની ત્રણ બાજુએ દુશ્મનોના બચાવ માટે ખાઈ ખોદેલી હતી. અને એક બાજુએ નદીનું વહન હતું. કિલ્લાના દરેક બુરજ ઉપર એકેક તોપ રાખવામાં આવી હતી.

શહેરના રસ્તાઓ અને બજારો ચોરસ પત્થરના કકડાથી જડી લઈ રમણીય બનાવેલા હતા. જેના ઉપર સાંજ

સહુવાર પાણીનો છંટકાવ થયા કરતો હતો. તફા તફાવાર દુકાનોની ગોઠવણીથી મન શાન્ત થતું હતું. એક બાજુએ નદી તરફ અલૌકિક રાજઘડી બાંધેલી હતી. રાજઘડીના દરવાજાની ડહેલીએ ટકોરખાનાનો મુકામ હતો. અને ફરસબંધીથી દીપી રહેલ ભવ્ય અને વિશાળ ચોક હતો. એક બાજુએ વિલાસભૂવન ગગનસુધી ઝળહુળી રહ્યું હતું. અને એક બાજુએ ન્યાયમંદિર આવેલું હતું. વિલાસભૂવન અને ન્યાયમંદિર વચ્ચે મનોહર બાગ હતો. વાંકા, સીધા અને આડકતરા રસ્તાઓ અને તે ઉપર થોડે થોડે અંતરે ગોઠવેલાં ફાનસોથી અવર્ણનીય શોભા થઈ રહી હતી.

ન્યાયમંદિર અંદરના વિશાળ ભાગમાં વચ્ચોવચ્ચ રાજ્યાસન ગોઠવવામાં આવ્યું હતું. અને તેની નીચેના ભાગમાં, સરદાર વર્ગ, મુસદ્દી વર્ગ, અને વિદ્વાનો, પંડિતો કવિઓ વિગેરેનાં આસનો ચઢતા ઉતરતા દરજ્જા પ્રમાણે ગોઠવેલાં હતાં. દરેકની દૃષ્ટિ સરખી રીતે રહી શકે તેવી જગ્યા અરજદાર માટે યોજી કાઢેલી હતી. યોગ્ય યોગ્ય સ્થળે લાઇટો, તકતાઓ, અને પંખાઓથી તથા મહાન પુરૂષોની છબીઓથી ન્યાયમંદિર રમણિય અને મનોહર દેખાતું હતું. પછવાડે નદીના પ્રવાહમાં ઉદ્ભવતા તરંગોથી ઉભરાતા ફીણને નિહાળી જાણે પાણીની સપાટી પર દૂધ સિંચન કરેલું હોય, એવો ભાસ માલૂમ પડતો હતો. હંમેશ પક્ષિઓના ટૌકાર, અને ટકોરખાનાના મધુર અવાજથી રાજઘડી કોઈ

અલૌકીક ચૈતન્ય ધરાવી પરાક્રમી પુરૂષોની મનોવૃત્તિને ખેંચતી દેખાતી હતી.

મહારાજ ચંદ્રકિશોરની નીતિપૂર્વક પ્રજા પાલનની રીતભાત જોઇને અન્ય રાજાઓ દાંતમાં આંગળી કરડતા હતા. સર્વ લોક તેના ભાગ્યની અને ધર્મની મોટાઈ કરતા હતા. રાજદરબારમાં પ્રભાતના પહોરે ટકોરખાનું શરૂ થયું. દેવળોમાં ઘંટાઓના નાદ થવા લાગ્યા. બ્રાહ્મણોના મુખે વેદ–ધ્વનિ થવા લાગી. તે વખતે હુંમેશના નિયમ પ્રમાણે ઉષ્ણોદકથી સ્નાન કરી, પ્રભાતકાળનું શિવપુજન કરી, દબદબા ભરેલા પ્રૌઢ પોશાકને અંગ ઉપર ધરી, દરબારમાં જવા તૈયાર થયા. છડીદારોના અવાજથી સંભાવિત ગૃહસ્થો, મંત્રીઓ, વિદ્વાનો, કવિઓ તથા બંદીજનોએ દરબારમાં આવી પોતપોતાની જગ્યા શોભાવી. તેજ વખતે તેત્રીસ કરોડ દેવતાઓની સભામાં જાણે ઇંદ્ર આવતો હોય તેવી રીતે અદ્ભૂત દબદબાથી ચંદ્રકિશોરે દરબારમાં પગ મૂક્યો. નેકીદારની નેકીથી તમામ દરબારીઓ સજ્જ થઈ એકી સાથે ઉભા થઈ સલામી આપી, મુબારકબાદી ઇચ્છી; ત્યાર બાદ મહારાજા ચંદ્રકિશોર ન્યાયાસને બિરાજમાન થયા. ન્યાયાસને બિરાજમાન થતાંજ નેકીદારોના ઘણી ખમા ના શબ્દ સાથેજ પંડિતોના આશિર્વાદ વચનો કાને પડયાં. ત્યાર બાદ અરજદારોનો પોકાર થયો, પરંતુ ચંદ્રકિશોરના રાજ્યમાં અ-

રજદારોની ખોટજ હતી. કારણ કે જેના રાજ્યમાં વિયો ! કમાડને હતો. ફડફડાટ ધ્વજાને હતો અને બંધન પુસ્તકને હતું, અને માર ઘંટાનેજ હતો. ત્યાં અરજદાર હોયજ કયાંથી ?

ત્યાર બાદ વિદ્વાનોની ચર્ચા શરૂ થઈ. એટલામાં એક કવિશ્વરે ઉઠીને વિનયપૂર્વક પ્રણામ કર્યા બાદ નીચે પ્રમાણે કવિત કહ્યું.

રાજા ચંચળ હોય, યુદ્ધકર નગર બસાવે;
પંડિત ચંચળ હોય, બેઠકર સભા રીઝાવે.
હાથી ચંચળ હોય, દલાં સનગાર દીપાવે;
ઘોડા ચંચળ હોય, ચટક ચોગાન ચડાવે.
ઈતરા તો ચંચળ ભલા, રાજા પંડિત ગજતુરી;
કવિ ગદ્ય કહેરે ગુનીજનો, તરિયા ચંચળ અતિ બુરી.

હે રાજન જ્યાં આપ જેવા ચંચળ, બુદ્ધિમાન, ધીર, વીર પુરૂષ રાજકર્તા છે. ત્યાં આવાં આવાં એકનાં અનેક નગર બનશે. એટલામાં એક વિદ્વાન પંડિતે ઉભા થઈ વિનય પુર્વક સલામી આપીને કહ્યું.

राज्यं धर्म विना, द्विजो विधि विना, ज्ञानं विना योगिनो।
लक्ष्मीं दान विना, वृत्तं तप विना, कंठं विना गीतकं ।
शूरा युद्ध विना, गजो गति विना, तेजो विना यामिनि ।
नारि पुत्र विना, नरो धन विना, शुन्यं सदा सर्वदा ॥

સુભાષિત રત્ન ભાંડારકર.

અર્થ—ધર્મ વિનાનું રાજ્ય, બ્રાહ્મણ પોતાના ષટ્કર્મ શિવાય, યોગી જ્ઞાન વગરનો, લક્ષ્મી દાન વગર, તપ વિનાનું વૃત્ત, કંઠ વિનાનું ગીત, યુદ્ધ વગરનો શુરો, હાથી ચાલ વગરનો, ચંદ્ર વિનાની રાત્રી, નારી પુત્ર વિના અને મનુષ્ય ધન વિનાના શૂન્ય છે. એટલે કે શૂન્યજ લાગે છે.

ઉપરના શ્લોકમાં બતાવ્યા પ્રમાણે હે રાજન ! ધર્મ શિવાયનું રાજ્ય શોભી શકતું નથી. પરંતુ આપના રાજ્યમાં આપનું એક પણ વર્ત્તન એવું નથી કે કોઈને અનુચિત થઈ પડે. યા અન્યાયની આશંકા કરવાનો માર્ગ મળે.

રાજ્યમદમાં યા ધનના મદમાં મગરૂર થઈને ઈશ્વરનું વિસ્મરણ કરતા નથી. અને અનેક જંજાળો હોવા છતાં પણ ધર્મકાર્યમાં આગળ રહો છો. એવા આપ મહાશય ! મહારાજાધિરાજ ગૌબ્રાહ્મણ પ્રતિપાળના મુખ દર્શનથીજ અમારાં નયન તૃપ્ત થાય છે. માટે આપ સર્વ ગુણસંપન્ન હોઈ દેશદેશાંતર આપની અનુપમ ઘટાની અપૂર્વ સુગંધ ચારે તરફ ફેલાય એવી અમારી મનોભાવના ફળિભૂત થાએ ! આવી રીતે મિલનસારપણાથી અત્યંત હસ્તે મુખે સૌ સૌના અધિકારને છાજતા ભાષણથી આનંદઉત્સવ માની રહ્યા છે.

એટલામાંજ એક સેવકે ધીમે પગલે, થરથરતે શરીરે, હૃદયની સર્વ ભ્રાંતિ જતી રહી હોય એવા નિસ્તેજ મુખે દરબારમાં આવી જમીનપર ઘુંટણીએ પડી. વિનય પૂર્વક પ્રણામ કર્યો.

તેને જોતાંજ અને તેના ગદગદ કંઠે નીકળતા સ્વરે "મહાન દૈવી વિટંબના" એટલા શબ્દ નીકળતાંજ સમસ્ત સભા નિસ્તેજ અને અંતરની આગ સળગી ઉઠી હોય તેમ ક્ષુબ્ધ બની ગઈ. આ શબ્દો સાંભળીને આશ્ચર્યચકિત થઈ હેં હેં શું છે! શું છે! કહી આંખો લાલચોળ બનીને આસ્માન તરફ ખેંચાતી ભ્રમર નીચે તગતગવા લાગી. ગુસ્સાના આવેશમાં આવી, તલવારની મુંઠપર હાથ નાંખી સિંહાસન ઉપરથી ગડગડાટ કરતો જમીનપર ઉતરી. આવનાર સેવકના ખભે હાથ મુકી પુછવા લાગ્યો, આંસુ ભીની આંખે અને ઉતરેલે ચ્હેરે રાજાના મુખમંડળ તરફ દૃષ્ટિ કરી ગદગદ કંઠે મહારાણી તેજબાના હરણ થયાનું તમામ વૃતાંત જાહેર કર્યું.

સાંભળતાંજ અંતરનો નિસાસો મુકીને એકદમ બેશુદ્ધિના આક્રમણથીજ જમીનપર ઢળી પડયો. હૃદયના દુઃખથી મહારાણો ચંદ્રકિશોર મૂર્છિત થયો.

તરતજ આખા દરબાર મંડળમાં આકાશ અને પૃથ્વી ફાટી પડયાં હોય એવો કોલાહલ મચી રહ્યો. અને દરબાર જનોના મનને પીડાની સાથે જડતા ઉત્પન્ન થઈ. અને આખો દરબાર સ્તબ્ધ બની ગયો. મંત્રીઓ તથા રાજ્ય અંગીત રક્ષકો—વીજળીની પેઠે ચંચળપણાથી રાજાની આસનાવાસના કરવા માંડી. યથોચિત ઉપચાર કરી, રાજાને સચેત કર્યો. સચેત થતાંજ મહારાણીની ખબર લાવનાર,

સેવક તરફ શાંત દૃષ્ટિથી જોતાં દંડવત્ પ્રણામ કરીને કહ્યું કે હે પરોપકાર કરવામાં તત્પર રહેનારા મહાન પુરૂષ! હું તેમોને લાખોવાર ધન્યવાદ આપું છું કે અનહદ શ્રમ વેઠી, ખરી સ્વામી ભક્તિબજાવી, તાત્કાળિક ખબર આપી મને આભારી કર્યો છે. એમ કહી તેને લાખ પાસો આપવાનું ફરમાન કર્યું. બિચારા ગરીબ સેવકનું દારિદ્ર જોતજોતામાં નષ્ટ થયું. પુરૂષના ભાગ્યની અગાઉથી ખબર પડતીજ નથી. કહ્યું છે કેઃ—

अश्वप्लुतं वासवगर्जितञ्च स्त्रीणाञ्च चित्तं पुरुषस्य भाग्यम् ।
अवर्षणञ्चाप्यतिवर्षणञ्च देवो न जानाति कुतो मनुष्यः ॥

ભોજપ્રબંધ.

ઘોડાની ઠેકને, મેઘની ગર્જનાને, સ્ત્રીઓના ચિત્તને, પુરૂષના ભાગ્યને, અવૃષ્ટિના ભવિષ્યને અને અતિ વૃષ્ટિના ભવિષ્યને દેવ પણ જાણતા નથી, ત્યારે મનુષ્ય તો કેમજ જાણી શકે.

જે વિષયો કદી પુરૂષના વિચારમાં પણ ન આવેલા હોય તે વિષયોને દૈવ ગોઠવી કહાડે છે, તેવીજ આ ઘટના બની ગઈ. પવન જેમ દીપકને બુઝાવવામાં વાર લગાડતો નથી. તેમ ચંદ્રકિશોરના હૃદયના કારી ઘાએ મુખમંડળને નિસ્તેજ કર્યું, અને યમપુરીનું દ્વાર ખુલ્લું રાખવાને યમરાજાને ચેતવતો હોય, અશ્રુરૂપી જળથી તથા પસીનાના જળથી

જાણે લાજને ધોઈ નાખી હોય, તેમ નમ્ર અવાજે રૂદન કરવા માંડયું. તે સાંભળી મહારાજાને સાવધ કરવાના પરિશ્રમથી થાકી ગએલા, મંત્રીઓ, વિદ્વાનો તથા સેવકજનો રાજાના રૂદનથી ઝાંખા પડી ગયા, સુખડનાં બારી બારણું-માંથી બાગમાંનો સુગંધીમય પવન પણ તે વખતે પીડાકારક થઈ પડયો આ સોચનીય બનાવ દરેકના હૃદયને વૈરી તુલ્ય થઈ પડયો.

**गतं न शोचनीय** હે રાજન! શાંત થા, શાંત થા, પલની કોને ખબર છે? ઘડીકમાં રાય, અને ઘડીકમાં રાંક, ઘડીકમાં સુખ, ઘડીકમાં દુઃખ, ઘડીકમાં ઘોડે, તો ઘડીકમાં વગર જોડે, એવી કુદરતી ઘટમાળ છે. અને તે અવસ્થા-માંથી પસાર થવાની હે રાજન! તમને તક મળી છે.

કવિત.

કબુ એક હાકમ, હુકમ કુલ્લ આલમ પર;
કબુ એક કુડે બોલ, લોગનકે લહિયે.
કબુ એક ઉંચી અટા, બેઠ ઘનઘટા જોત;
કબુ એક ઝુંપડીમેં, મેઘ બુંદ સહિયે.
કબુ એક ભોજન કુલ, છતિસો બનાય ખાત;
કબુ એક લુખી ભાજી, બિના લુન લહિયે.
હારિયે ના હિમ્મત, બિસારીયે ન હરિ નામ:
જાહિ બિધિ રાખે રામ, તાહિ બિધ રહિયે.

હે રાજન ! કોઈ વખત ભવિષ્યમાં અમૃતની વૃષ્ટિ વર-સાવે છે, અને કોઇ વખત ભવિષ્ય ભયંકર દર્શાવે છે.

કોઈ વખતનાં કડવાં અને કોઈ વખતનાં મીઠાં ફળ ચાખવાં પડે છે. તડકો અને છાંયો આવે છે અને જાય છે.

## છપય છંદ.

કદિ ચડવા સુખપાલ, કદિ શિર ભાર ઉચકીયે;
કદિ ભોજન ભલીભાત, કદિ અન્ન વિના અટકિયે.
કદિ પાંચ પોશાક, કદિ કોપિન ભર જઇયે;
કદિ સેવક નિજ સાથ, કદિ કિંકર પણ થઇયે.
આપ સદાવ્રત આપિયે, કદિ આપણુ કર જઈ ઓડિયે;
શામળ કહે સમરી રામને, છત હિંમ્મત નહિ છોડિયે.

એવાં દૃષ્ટાંતો આપીને કવિ મહાશય પોતાના આસન ઉપર બિરાજમાન થયા કે તરતજ એક મહાન્ વિદ્વાન પંડિતે ઉભા થઈ રાજાને વિશ્રાંતિ રૂપ વચનોના ઉદ્ગાર શરૂ કર્યા.

હે રાજન ! શ્રી ભગવાને અર્જુનને શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે !

कुतस्त्वा कश्मल मिदं त्रिषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्त्रर्ग्यमकीर्तिकरमर्जुन ॥

આવા વિપરીત સ્થાનમાં તને આ મોહ કયાંથી ઉત્પન્ન થઈ આવ્યો ? હે અર્જુન ! એ મોહ અનાર્ય જનોએ સે-વેલો. સ્વર્ગને ન પમાડનારો અને અપકીર્તિ કરાવનારો છે.

**क्लैव्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्यु प पद्यते ।**
**क्षुद्रं हृदय दौर्बल्यं त्यक्त्वो त्तिष्ठ परंतप ॥**

હે પાર્થ ! બીકણુ થા નહિ, એ તને શોભતું નથી. હે પરંતપ! હૃદયની એ તુચ્છ દુર્બળતાને ત્યજીને ઉભો થા.

( શ્રીમદ્‌ભગવદ્ ગીતા. )

હે ગોબ્રાહ્મણ પ્રતિપાળ રાજન! શ્રી ભગવાને અર્જુનને કહ્યું છે તેમ આવા વિપરીત સમયમાં અચાનક આવી પ-ડેલી ગંભીર આફતમાં ઉંડા ઉંડા તરંગોમાં મોહુ ઉપજાવી જે સહુનશીલતાનો તમે ભંગ કર્યો છે. તે તમારી કીર્તિને દબાવનાર છે. માટે હે રાજન! જેમ અગ્નિને સહેજ સ્પર્શ થતાં તમામ મનોવૃત્તિઓ ચેતન થઇ જાય છે. તેમ ચેતન થઈ ક્રોધને પાત્ર નહિ થતાં શાન્તિથી મહારાણીની શોધ કરો. અને હૃદયની તુચ્છ દુર્બળતાને ત્યજી દો. મગજને ચકરપર ચઢાવનાર ક્રોધને દબાવી, અક્કલની હદને કબજામાં લાવી, જાણે નાકનું ટેરવું પીંપળાની પાકેલી ટીશી જેવું લાલચોળ બની ગયું હોય, ગુલાબની લાલ સુરખીએ ત્હેના ગોળા ચ્હેરા ઉપર ગાદી બીછાવી દીધી હોય. તેવા રૂપમાં મુખાકૃતિ ફેરવાઈ ગઈ. ચક્ષુ વીજળીની માફક ચકચકવા લાગ્યાં, ગરમીથી મગજ ધમધમી ઉઠયું. અને તરતજ તલ-વારની મુંઠપર હાથ નાંખીને ભ્રમર ચઢાવી સરદારોને સં-બોધી રાજા ચંદ્રકીશોર બોલ્યો કે—

એક ક્ષત્રીવટ ધરાવનાર રાજા સામી બાથ ભીડનાર સર્પના દરમાં હાથ ઘાલી હાથે કરીને મરનાર, સતીના સતીત્વ ધનને લૂંટવાની ઇચ્છા કરનાર, દુષ્ટની એકદમ તપાસ થવી જોઇએ. મારા યુવક સરદારો, તૈયાર થાઓ, અને શ્રી મહેશ્વરની મહાન મૂર્તિનાં દર્શન કરી શત્રુને શરણે લાવો.

તેજ પ્રમાણે પ્રધાનને તથા સેનાપતીને સૂચના આપી, દરબાર વિસર્જન કરી, મહાન ક્રોધના આવેશમાં વિલાસ-ભૂવનમાં પ્રવેશ કર્યો.





## પ્રકરણ ચોથું

મણી નગર શહેરમાં નાગરાજ નામનો એક રાજા હતો. તે યુદ્ધવિદ્યામાં ઘણો ચતુર હતો. શાસ્ત્રોમાં પ્રવીણ હતો દયા વિગેરે અનેક ગુણોના ભંડારરૂપ હતો. પરંતુ આ સર્વ ગુણો હોવા છતાં તેનું હૃદય અહંકાર અને ક્રોધથી ભરેલું રહેતું હતું. તે ભરદરબારમાં હંમેશાં હીરાજડીત સોનાના સિંહાસન ઉપર બેસતો અને ઇંદ્ર દેવની કચેરીની માફક પુર્ણ ભભકાથી દરબાર ભરતો. અને હમેશાં ભર કચેરીમાં સર્વ દરબારીઓને કહેતો કે મારા જેવો સમૃદ્ધિવાન, યોદ્ધા અને પ્રજાનું પાલન કરનાર રાજા આ દુનિયામાં આજ સુધીમાં કોઇ પેદા થયો હશે.

રાત દિવસના સહુવાસીઓને તથા મંત્રીઓ, સેનાપતિઓ, તથા અન્ય દરબારીઓને આત્મપ્રશંસા અને દાંભિ-

કતાના દોષથી દૂષિત લાગવા છતાં પણ સત્તા આગળ શહાણુપણું ચાલતું નથી. એ નિયમને આધારે તાબેદારીને આધીન રહી મિલનસારપણાથી વર્તી રાજકાર્ય સરળ રીતે ચલાવ્યા કરતા હતા.

એક વખતના ભવ્ય અને ભપકાદાર ભરાએલા દરબારમાં એક સત્યવાદી, સ્પષ્ટવક્તા, દીર્ઘદર્શી, શીઘ્ર કવિનું આવાગમન થયું. કવિ ઉડતી લોક—વાયકાથી રાજાની તમામ હકીકતથી વાકેફ હતો. સમયાનુસાર ચર્ચા ચાલતાં રાજાના મુખારવીંદમાંથી ગર્વ ભરેલા શબ્દો કાને આવતાંજ નીચેનો શ્લોક બોલ્યા કેઃ—

रे रे समुद्र खल गर्जसि गर्वतोसि ।
तीरे वसन्ति न मथिका पिबन्ति ॥
हीरा न माणेक परिपूर्ण तोसि ।
न दारिद्र हरता न सुखं करोसि ॥

સુભાસીત.

અર્થ—અરે સમુદ્ર ! તું ખાલી ગર્જના કરે છે. કારણ કે તારા કિનારે રહેનાર માણસો તેમ રસ્તે જનાર માણસો તારૂં પાણી પણ પીતા નથી, કારણ કે ખારૂં છે. તારામાં હીરા, માણેક, રત્ન, ઝવેરાત, દ્રવ્ય છે. પરંતુ તું કોઇને હાથ વડે આપતો નથી. ને કોઇ મનુષ્યને તું સુખી કરતો નથી. માટે તારૂં ગર્જવું વૃથા છે.

તેજ ક્ષણે તમામ દરબાર વિસ્મય પામી શૂન્યચિત્ત થઇ ગયો, અને તમામ દરબારીઓ પાણીનાં મોજાંની માફક વિચારોને એક પછી એક બદલતા, નિડર કવિની તથા મહારાજા ચંદ્રકિશોરની મનની સાથે પ્રશંસા કરવા લાગ્યા. રાજા પણ કવિને મુખે શબ્દેશબ્દ ઇતિહાસ સાંભળતાં દિંગમૂઢ બની ગયો, અને તમામ હકીકત હૃદયપટ ઉપર ચળકતા અક્ષરે એક પળવારમાં ચિતરાઈ ગઈ. તરતજ પોતાના પ્રાણાધિક સરદારો, સેનાપતિઓ અને મંત્રીઓ તરફ નજર કરી રાજાએ ખેદ-ભર્યા હૃદયે કહ્યું કે આ સ્વપ્નવત્ સંસારમાં જગતની દ્રષ્ટિએ હું કંઇજ હિસાબમાં નથી, એમ કવિશ્વરની વાણીથી મારા હૃદયને આઘાત થયો છે. માટે સુવર્ણનગરીના મહેશ ચંદ્રકિશોર ઉપર ચઢાઈ કરી આ પવિત્ર તલવારની તીખી ધારથી વશ કરી, તમામ સમૃદ્ધિ છીનવી લઈ મારી તૃષ્ણાને પૂર્ણ કરો. રાજ્ય ધર્મ અને સ્વામિ ધર્મ બજાવવાની ફરજ ન ચુકતાં પાકા દેશભક્ત તરીકે અમર નામ કરો !

હે રાજન ! એજ માફકનો તમારો ગર્વ છે. ગરીબોનું દારિદ્ર દેવ, દરીઓ કે દરબાર શિવાય નાશ પામતું નથી. રાજસ્થાનના પૂર્ણ ગૌરવમાં અંધ બની તેજોમય અને અમૂલ્ય આભુષણોને ધારણ કરી મિથ્યા અહંકાર કરનાર, ખરા રાજબીજનો કોઈ પ્રજાની પ્રીતિ મેળવવામાં ભાગ્યશાળી નિવડતો નથી. તેમ ગરીબ અને અનાથોના દારિદ્રમાં નાશ

કરતો નથી, તે રાજા તરીકેનું માન ધરાવતો નથી.

જે મોટા છે, તે આત્મપ્રસંશા કરીને મોટાઈ મેળવતા નથી. કહ્યું છે કે:—

બડા બડાઈ ના કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસેં ના કહે, લાખ હમારો મોલ.

વિશેષમાં ક્રોધ વિષે ભગવદ્ગીતામાં કહ્યું છે કે: -

**क्रोधाद्भवति संमोह संमोहात्स्मृति विभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥**

ક્રોધ વધતાં મોહ થાય છે; મોહ વધવાથી સ્મરણશક્તિમાં ભ્રમ-ભ્રાન્તિ ઉપજે છે; ભ્રાન્તિથી બુદ્ધિનો નાશ થાય છે. અને બુદ્ધિનો નાશ થવાથી તે પુરૂષનો નાશ થાય છે. માટે હે રાજન્! ક્રોધ વિનાશકર્તા છે.

સહવાસમાં નહિ આવેલા એક અજાણ્યા જીવને મુખે અપમાનભરેલા શબ્દો નીકળતાંજ રાજા નાગરાજનું શરીર પસીનાથી રેબઝેબ થઈ ગયું.

તેની તીવ્ર દ્રષ્ટિમાંથી અગ્નિની જ્વાળા નીકળવા માંડી. પોતાના હાથમાં રહેલી તલવારની અણી, સિંહાસનની એક બાજુએ ટેકવી, પોતાની ક્રોધ ભરેલી દ્રષ્ટિ આવેલા અજાણ્યા કવિશ્વર તરફ ફેરવી, ભવાં ઉંચે લાવી, આંખમાં ગુસ્સો અને તિરસ્કાર લાવી, એક ક્ષણવાર કવિશ્વર તરફ ધિક્કારની નજરે જોઈ રહ્યા પછી, ડાબા પગના ધબકારા સાથે ભયકારક અવાજથી પુછયું કે આ વિસ્તીર્ણ ભૂખંડ

ઉપર કયા નગરના મુકુટમણિની સ્પર્ધામાં ગુણોના ફેરફાર પારખી આ ભવ્ય દરબારમાં નિડરપણે દરબારી અપમાન કરવામાં આવ્યું છે.

રાજાનાં ક્રોધ ભરેલાં વચનોથી કવિશ્વર વાકયશૂન્ય બન્યો ન હતો, તેણે નિડરપણે ઉભા થઈ હાથમાં રહેલી કટારના હાવભાવની સાથે તીવ્ર અવાજથી જાણે આબેહુબ પ્રતિબિંબ પાડેલો હોય એવા કટાક્ષ વચનોથી, અલૌકીક સુવર્ણનગરીનાં ધર્મિષ્ટ પ્રજાનાં, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, મહાન વિવેકશાળી, સર્વગુણસંપન્ન મહારાજા ચંદ્રકિશોરનું વર્ણન કર્યું.

કહ્યું છે કેઃ—તપ એકલાએ કરવું, અભ્યાસ બે જણે મળીને કરવો, ત્રણ જણે મળીને પરગામ જવું અને યુદ્ધ કરવા સૈન્ય સાથે મળીને જવું.

એકાએક રાજાને મોઢે યુદ્ધની વાત સાંભળી, અકપટ હૃદયે, કેટલાક શૂરા સરદારોએ આત્મસમર્પણ કરવાના પણ સાથે આપના ખાધેલા લુણનો બદલો વાળવા યુદ્ધક્ષેત્રમાં ઉતરી હાથ બતાવવા માટે અમારાં હૃદય ઉછળી રહ્યાં છે એવા શબ્દના સ્વર સાથે રાજ્યના જયકારના શબ્દોનો પોકાર કર્યો. દરબારમાં રાજાએ ચારે મેર નજર ફેરવી જોયું ત્યારે કેટલાક શૂરા સરદારોનાં હૃદય ઉમંગથી ઉછળી રહ્યાં હતાં, અને કેટલાક ભયથી ભયભીત થએલા, નબળા હૃદયના અને મરણથી ડરનારાઓની જાણે બધી હોંશીયારી તેજ વખતે બરબાદ ગઈ હોય એમ ભાસવા લાગ્યું.

તેજ ક્ષણે રાજાએ દરબારમાં સામાન્ય રીતે કહ્યું કે, ભયંકર અગ્નિ જેવા રણક્ષેત્રમાં વીરપુરૂષોની સામે થવાનું સાહસ મારા નિમકહલાલ સરદારો વડેજ છે.

ક્ષત્રિઓ કદી પણ પોતાના પ્રાણને પોતાના માન કરતાં અધિક મ્હાતા નથી. જે ક્ષત્રિ રણક્ષેત્રમાં મરણ પામે છે. તેને માટે ઇંદ્રની અપ્સરાઓ, વરમાળ આરોપવા તૈયાર રહે છે. માટે મરણનો કિંચીત્ ભય રાખ્યા શિવાય રણક્ષેત્રને દીપાવો; તેજ ક્ષણે એક વિદ્વાન સભાજીત પંડિતે ઉભા થઇને સરદારો, મંત્રીઓ અને સેનાપતિઓ તરફ દૃષ્ટિ કરીને કહ્યું કે—મરણ તો નામનુંજ હોય છે. આત્મા અમર છે. જુઓ શ્રીમદ્ભગવત્ ગીતામાં કહ્યું છે કે—

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृहानि नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही.

મનુષ્ય જેમ જૂનાં વસ્ત્રોને ત્યજીને બીજાં નવાં વસ્ત્રોને પહેરે છે. તેમ જીવાત્મા પણ જૂનાં શરીરોને ત્યજીને બીજાં શરીરોમાં જાય છે.

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः।
न चैनं क्लेदयं त्यापो न शोषयति मारुतः॥

એ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી. અને પવન સુકાવી શકતો નથી.

अच्छेद्योऽयमदाह्योऽयम क्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥

નિશ્ચય આ આત્મા છેદાય નહિ તેવો, બળે નહિ તેવો, પલળે નહિ તેવો તથા સૂકાય નહિ તેવો છે. વળી આ આત્મા સદા કાળ રહેનારો, સર્વ સ્થળે વ્યાપી રહેલો, પરિપૂર્ણ, અચળ અને અનાદિ છે.

ઉપર પ્રમાણે વ્યાખ્યાન સાંભળતાં કાયરોનાં હૃદય પણ વજ્ર સમાન થઈ ગયાં, અને શુરાઓ ઘોર ગર્જનાથી એક બીજાને ઉશ્કેરવા લાગ્યા, રાજાએ પણ યુદ્ધ રચનાની વ્યવસ્થા માટે પ્રધાન મંડળને કામ સોંપ્યું, બાદ દરબાર બરખાસ્ત કર્યો.



# પ્રકરણ પાંચમું.

પ્રભાતના પહોરે પક્ષીઓનો કોલાહલ મચી રહ્યો છે. ઘંટીઓનો ઘોરનાદ સંભળાય છે, દેવાલયમાં ઘંટનાદ વાગી રહ્યા છે, સૂર્યનારાયણ ભગવાન આજુબાજુ લાલ કિરણો ફેંકતા રથ ખેડી રહ્યા છે. તે અરસામાં રાજ નાગરાજના હુકમને આધીન પ્રધાનો અને સેનાપતિઓએ વ્યુહરચનાની ગોઠવણી મુજબ તમામ તૈયારીઓ કરવા માંડી. હુકમને આધીન સેવકો યુદ્ધ સામગ્રીમાં રચ્યાપચ્યા થઈ રહ્યા. રણશીંગાં ફુંકાવા લાગ્યાં, શંખનાદ થવા લાગ્યો; અને બીજાં અનેક વાજીંત્રોથી કોલાહલ મચી રહ્યો, પાયદલ સ્વારો, તોપચીઓ, હાથી ઉપર બેસી લડનારાઓ વિગેરે તમામ યોદ્ધાઓ મરણને તુચ્છ માની જાણે યમપુરીના મહેમાન થઈ ચુક્યા હોય, તેવા ઉત્સાહથી બજારને રસ્તેથી દરબાર તરફ ચાલવા લાગ્યા. જોવા મળેલા લોકોની અદ્‌ભૂત ભીડ જામી રહી હતી. સૌભાગ્યવતી સ્ત્રીઓએ પોતાના સ્વામીઓને વિજયમાળાઓ આરોપી આશીર્વચન આપ્યાં.

તેજ વખતે આનંદયુક્ત થઇ સંપત્તિ આદિ ગૌરવથી પોતાના મહાભાગ્યને માનતો સઘળા અનિષ્ટ સંકલ્પોને દૂર કરી, સ્વર્ગલોકમાં અપ્સરાઓ વરવાની લાલસાથી, જાણે મહાન મોટો વરઘોડો ફેરવતો હોય, તેવી રીતે હાથી ઉપર આરૂઢ થઈ કરેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા સુવર્ણનગરીનો માર્ગ લીધો.

કાળક્ષેપ કર્યા શિવાય, દીર્ઘકાળ પર્યંત, અચળ રાજ્ય કરવાની અભિલાષા ધરાવનાર, ગૌરવી રાજાએ એકી સપાટે તમામ સૈન્ય સુવર્ણનગરીના કિલ્લા પાસે લાવી મૂકયું. તે વખતે અંધારી રાત્રિમાં તારાઓનો ઝીણો ઝીણો પ્રકાશ ઝળહળી રહ્યો હતો. અંધકારના પડદાને ભેદીને કિલ્લાની અંદરના નગરને જોવાનો પ્રયત્ન કરવા માંડયો. તૃષાતુર તલવારને રક્ત પાવામાં તૈયાર થએલા વીર યોદ્ધાઓ પોતાના પરાક્રમથી દુર્ગની ચારે બાજુએ ઘુમી રહ્યા. બંદીજનો પણ પોતાના મુખની વાણીથી મહાન શૂરાઓનાં દૃષ્ટાંતો આપી શુર ચઢાવવા લાગ્યા. અનેક રણ—વાજીંત્રોનો નાદ કર્ણને ભેદીને પાર નીકળવા લાગ્યો. એવા અનેક કોલાહલથી સુવર્ણનગરીના તમામ જનો એકદમ આશ્ચર્ય-ચકિત થઇ ગયા અને રાજવાડીમાં બેઠેલ મહારાજા મંગલકિશોરને સમાચાર હકીકતથી વાકેફ કરવા લાગ્યા. મહારાણીની તરફની દાસી ઝટ પહેલાં આફત આવી પડેલી જોઈ જાણે આભ તૂટી પડ્યું હોય, એવો હૃદયને આઘાત થયો. [illegible]

વાર જોઈ રહી ઉંડા વિચાર કરતો, મુંગો બેસી રહ્યો. ધીમે ધીમે ચક્ષુ રક્ત થવા લાગ્યાં, પળ વારમાં લાલ નેત્રો આંસુથી ભરાઇ આવ્યાં. મહાન યુદ્ધમાં કુશળ ક્ષત્રી વીરપુત્રનું મુખ અશ્રુજળથી ધોવાતું જોઈ તમામ રૈયતવર્ગ અને રાજ્ય અંગીત સંબંધી જનો આશ્ચર્યચકિત થઈ સ્તબ્ધ બની ગયા. મહારાણો અશ્રુ લૂંછતો એકાએક ઉભો થઇને બોલ્યો કે અરે ! ભાગ્યચક્ર, કેવાં કમનશીબ, અરે વિધાતા, આ તે કેવી દુર્દશા. હે જગત્નિયંતા, વિશ્વવ્યાપક પ્રભુ ! મહારાણી ગુમ થયા છતાં પણ હજુ આફતમાં શું બાકી હતું. હે પ્રભુ ! તારા નિષ્ઠુર હૃદયમાં મારે માટે આવા વિચારનો સમાવેશ કેમ કીધો ? હે પ્રભુ મારા ચીરાયેલા હૃદય ઉપર આટલો બધો જુલમ ગુજારવાનો શો હેતુ ! એમ બોલતાની સાથે ઘણાજ જોરથી હૈયું ભરાઈ આવવાથી તમામ આપ્તવર્ગ સામું જોઇ, રૂમાલથી મુખને આચ્છાદન કર્યું.

તેજ વખતે મહાન બાહોશ સરદારે ગંભીર સ્વરે રાજન ચંદ્ર કિશોર સામે આવીને કહ્યું કે—

મહારાજ ! ખરા ક્ષત્રીય કુળથી ઉત્પન્ન થએલને લડાઈના મેદાનમાં ક્ષત્રિયધર્મનું પાલન કરવું કઠીણ નથી, ડાભ પાથરી ઘરમાં મરવા કરતાં લડાઈના મેદાનમાં ઝુઝતે ઝુઝતે મરનાર ઇંદ્રાસનનો વૈભવી થાય છે. માટે ઉઠો સાવધ થાઓ, અને ક્ષત્રિય ધર્મને કૃતાર્થ કરવા કેસરનાં છાંટણાં કરી, યુદ્ધમાં વિજયશાળી થાઓ.

અશ્રુબિંદુને સાવચેતીથી લૂંછી નાખી, એક સેવક પાસે જળ મંગાવી મુખારવિંદ શુદ્ધ કર્યું, બાદ નમ્ર વચનોથી મંદ હાસ્ય કરી પોતાના તમામ સરદારોને અતિશય ધન્યવાદ આપતાં કહ્યું કે—બંધુઓ ચંદનને જેમ સુગંધનો અભ્યાસ કરવો પડતો નથી, સદ્‌ગુણોવાળાને પ્રતિષ્ઠા શોધવી પડતી નથી. તેમ આપ ખરા વિરક્ષત્રિ યુવકને રણસંગ્રામ શીખવો પડતો નથી માટે તમામ સરદારો પોતપોતાના સૈન્ય સાથે સજ્જ થઇ, પ્રભાતને સુચવનારી રાજગડીમાં વાગતી નોબતે રણસંગ્રામમાં યાહોમ કરી તમારા શૌર્યને દીપાવો.

ક્રમવાર દરેક સરદારની યુદ્ધરચનામાં ગોઠવણુ કરી, મહારાજા ચંદ્રકિશોર અશ્વારૂઢ થઇ દુર્ગની આજુબાજુની ગોઠવણી માટે નીકળી પડયો. મહારાજાએ દરેક દરવાજાનો યોગ્ય બંદોબસ્ત થએલો જોઇ પોતાના નિમકહલાલ, રાજ્યભક્ત સરદારોની પ્રશંસા કરી.

ત્યાર બાદ યોગ્ય યોગ્ય સ્થળે બુરજો ઉપર ગોઠવેલી તોપો તૈયાર કરવામાં આવી. વધારે વખત વિચારમાં ન ગુમાવતાં પોતાની આગળ બે મસાલો ચેતાવરાવી પોતે ખુલ્લી તરવારે કિલ્લા ઉપર ચઢયો. અને દુર્ગની ઉપર વાઘની માફક નિડરપણે બંદોબસ્તની ખામીઓને ટાળી નંખાવતે નંખાવતે ચાલવા માંડયું. દુર્ગ બહાર પડેલા અતુલ્ય સૈન્ય તરફ ધ્યાનપૂર્વક નજર કરી નિહાળી જોયું. અને ક્ષાન-

માંથી છુટેલા તીરની માફક એકી સપાટે દુર્ગનો યોગ્ય બં-
દોબસ્ત કરી નીચે ઉતરી પડયો.

અંતે પ્રભાતનું દર્શન થતાંજ દુર્ગની ચારે તરફ બુરજો
અને દરવાજાએ યોગ્ય રીતે સજ્જડ બંદોબસ્ત થએલો છે,
એવી નાગરાજને ખબર પડતાંજ પોતાના તમામ શૂરવીર
યોદ્ધાઓને તથા મંત્રીઓને બોલાવી લડાઈ કેવી રીતે શરૂ
કરવી, અને વગર વિલંબે સુવર્ણનગરી કેવી રીતે હસ્તગત
થાય તેવી સલાહ પૂછવામાં આવી. બુદ્ધિબળમાં આગળ પ-
ડતા, નિષ્પક્ષપાતી, અને વિશ્વાસુ સરદારોએ સલાહ આપી,
કે રાજ્ય રીતી મુજબ દૂત દ્વારા સમજાવવું ઘણુંજ ઉચીત છે;
માટે વિશ્વાસુ અને વફાદાર બારોટ કોમમાં ઉતરી આવેલા
આપણા રાજયરત્ન, મહાન કવીશ્વરને સુવર્ણનગરીના મહે-
શને યોગ્ય શિખામણ આપી, આધીન થવાની ફરજ પાડવા
મોકલવા જોઇએ. એવું ધીમા સ્વરે જરાક નમીને રાજા
આગળ એક મંત્રીએ દરખાસ્ત મૂકી. તરતજ તમામ સર-
દાર વર્ગે મૂકેલી દરખાસ્ત માનપૂર્વક વધાવી લીધી. ત્યાર
બાદ રાજન નાગરાજે રાજકવિને સંબોધીને કહ્યું કે, પરસ્પ-
રના કલહના મૂળને સજ્જડ કરનાર યા તો સર્વત્ર શાંતિની
સત્તા પ્રસરાવનાર, હીચકારા અને બાયલા જેવાને લડાઈના
મેદાનમાં મહાન શૂરવીર યોધ્ધો બનાવનાર, અને કરૂણાજ-
નક શબ્દોથી ગમે તેવા શૂરાના હૃદયને પાણી પાણી કરી
નાખનાર, અજાણ્યા અને અજ્ઞાનીને ખરૂં યા ખોટું મસાલ

કરીને દેખાડનાર છો. એવી વંશપરંપરાની ચાલતી આવેલી આપની ક્રમિક રૂઢી છે અને આપ મહાન શિઘ્ર કવિ છો. તો હવે સત્વર સુવર્ણનગરીના નરેશને સમજાવી તાબે થવાની ફરજ પાડો.

કવિશ્વરે કહ્યું કે હે રાજન ! જે ચિંતાએ આપના ચિત્તમાં ગૃહ કરેલું છે-તેની હવે સમાપ્તીજ થએલી સમજજો, અમારી બ્રહ્મભટ્ટ કોમ પોતાના અન્નદાતાર શિવાય કોઇને ન્હાતી નથી, તેમ રાજ્ય-વફાદારી બતાવવામાં કોઈ ભાગ્યેજ નિર્લજ બન્યો હોય એમ કહી હથિયાર સહીત વસ્ત્રાલંકારથી સજ્જ થઈ સુવર્ણનગરીમાં પ્રવેશ કરવાનો માર્ગ શોધવા પ્રયત્ન આદર્યો. કિલ્લાની ચારે બાજુ તપાસ કરતાં કીડી સંચરે એટલો પણ માર્ગ ન જડવાથી કેવી રીતે અંદર જવું તેનો વિચાર થવા લાગ્યો.

આખરે જીવ જોખમમાં નાંખી મરણની દરકાર કર્યા શિવાય ગમે તે પ્રકારે કિલ્લા ઉપર ચઢવાનો પ્રયત્ન કર્યો.

કિલ્લાની એક બાજુની સાધારણ ખવાઈ ગએલી ભાંગેલી ભીંતપર ખીલા ઠોકી વાંસના ટેકાથી અને બીજા સૈનિકોની સહાયતાથી આપણા રૂણુ, રાજ્યભક્ત રાજકવિશ્વર મહા પ્રયત્ને કિલ્લા ઉપર ચઢી શકયા, અને મહાકાળીનું સ્મરણ કરી ઝપાટાબંધ કિલ્લા નીચે ઉતરી પડયા. સુવર્ણનગરીના દેશભક્ત સેવકોએ રાજકવિશ્વર જાણીને બનતી સાવચેતી રાખી દરબારમાં આણ્યા. ત્યાં સુવર્ણનગરીના નરેશ

ચંદ્રકિશોર બિરાજમાન થએલ છે. તેની સમક્ષ ઉભા રહી નીચે પ્રમાણે બોલવું શરૂ કર્યું.

હે રાજન ! મણીનગર શહેરના નાગરાજ રાજાધિરાજ તરફથી આવેલ છું. તેઓશ્રી પોતાના તમામ સૈન્ય સાથે આપના કિલ્લાની ચારે બાજુ વિંટાઈને પડેલા છે, પરંતુ રાજ્ય રીતી મુજબ આપની સાથે સલાહ માટે મોકલવામાં આવ્યો છે. માટે જો આપ મારા રાજાની સાથે યોગ્ય રીતે વર્તી તેમનું કહેણું સ્વીકારી તેમના તાબામાં રહી તેમની આજ્ઞાથી વર્તશો તો નિર્ભયતાથી રહી શકશો. અને આપને કીંચીત્ આંચ આવી શકશે નહિ.

કહ્યું છે કે:—

કાજળ તજે ન શ્યામતા, મોતી તજે ન શ્વેત;
દુરિજન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

તેમ મારા રાજા આપની હેતની સાથે મિત્રતા સદાને માટે જાળવશે.

વળી ગંગ કવિશ્વરે કહ્યું છે કે:—

ગંગ તરંગ પ્રવાહ ચલે, ઓર કુપકો નીર પિયો ન પિયો;
આપ હૃદે રૂગનાથ બસે તો, ઓરકો નામ લિયો ન લિયો.
કર્મ સંજોગે સુપાત્ર મિલે તો, કુપાત્રકું દાન દિયો ન દિયો;
કવિ ગંગ કહે સુણ શાહ અકબર, મૂરખ મિત્ર કિયો ન કિયો.

માટે હે રાજન ! જ્યાં ગંગાનો પ્રવાહ ચાલી રહ્યો હોય છે, ત્યાં કોઈ કુવાનો ભાવ પૂછતું નથી. તેમ મારા રાજા

સાથે, સન્માનપૂર્વક વર્તી તેની આજ્ઞા અનુસાર વર્તવાથી ગંગાના મહાન જળ જેવા મારા સુપાત્ર રાજાનો મેળાપ થશે અને તેથી અત્યુત્તમ સુખની પ્રાપ્તી થશે.

ઉપરની હકીકત સાંભળ્યા બાદ ક્રોધાવેશમાં આવી પળવારમાં વીજળીના ચમકારા માફક તલવાર ચમકાવતો વીર નરેશ ચંદ્રકિશોર બોલી ઉઠયો કે-તમારા રાજાનાં ભલે તમે વખાણ કરો, પણ મારી દષ્ટીએ હું દુર્જન દેખું છું. કહ્યું છે કેઃ—સર્પના દાંતમાં, માખીના માથામાં અને વીંછીના ડંખમાં ઝેર રહે છે. પણ દુર્જન માણસને આખે શરીરે ઝેર છે. જો તારા રાજાના આખા શરીરે ઝેર ન વસી રહ્યું હોય તો પોતાના રાજ્યથી સંતોષ માનવાનો હતો. પરંતુ જ્યારથી હજારો વીર પુરૂષોનું લોહી રેડી અન્ય લાલસાને આધીન થયો છે. ત્યાંથી હળાહળ ઝેર તેને આખે શરીરે વસી રહ્યું છે. ભોળા દીલના પુરૂષો તેનાથી ભોળવાઈ સંગતે લાગે છે. પરંતુ દુરિજન સજ્જન પુરૂષને કટંક સમાન સાલ છે. દુર્ગુણી માણુસ વિદ્યા અને પૈસાથી ભરપુર હોય તોપણ તેની પ્રીતિ કરવી નહિં.

જેમ કે સળગતો દેવતા દઝાડે છે. અને બુઝાવેલા કોલસા હાથ કાળા કરે છે, તેમ દુરિજન પુરૂષ ખુશામત, દંભ, તાત્કાળિક હેત બતાવી; પંઝામાં સપડાવી પોતાની મતલબ પાર પાડે છે. તો તેવા પુરૂષથી દૂર રહેવું શ્રેષ્ટ છે. એટલામાં એક કવિશ્વરે ઉઠીને કહ્યું કે—

## કવિત.

ઓઠિયે ન જહાં તહાં, કીજે ન કુસંગ સંગ;
કાયર કે સંગ શૂર, ભાગેહિ ભાગે.
કાજલકી કોટડીમેં, કેસોહિ જતન કરે;
કાજલકી એક રેખ, લાગેહિ લાગે;
દેખો એક બાગનમેં, ફુલનકી બાસનમેં;
કામનીકે સંગ કામ, જાગેહિ જાગે;
કે'ત હે બીહારીલાલ, વૈસા હે હમારા ખ્યાલ;
ઈતનેમેં એક ફંદ, લાગેહિ લાગે.

હે રાજન! નમળા માણુસના સહવાસથી દુષ્ટ બુદ્ધિને દાખલ થતાં વાર લાગતી નથી. દુષ્ટની સેવાથી વિના અગ્નિએ કાયા બળ્યા કરે છે.

ग्राम वासः कुलहीन सेवा,
मुर्ख च पुत्रो विधवाहि कन्या ।
कुभोजनं क्रोध मुखी च भार्या,
विनाग्नि नैवेत् दहंति काया ॥

વળી હે રાજન! સજ્જન પુરૂષની સોબતથી દુરિજન પુરૂષ કંઈક અંશે પણ સુધરતો નથી. પણ ઉલટો સજ્જનને બગાડે છે.

કહ્યું છે કે:—

## સવૈયા છંદ.

લસનકી ગાંઠકું કપુરકે રસમે, બાર પચાશક ધોઈ મગાઇ;
કેશરકે પટ દે દે કે ઓર, ચંદન વૃક્ષકી છાંડે સૂકાઇ;
બટ મોગરે માંહિ લપેટ ધરી, ઓર ઓહિ બાસ કુબાસહિ આઈ;
એસેહિ નીચકું નીચકી સંગત, કોટી ઉપાય કુટેવ ન જાઈ.
માટે ડાહ્યો દુશ્મન સારો, પણ મતલબી મિત્ર ભુંડો!

હે રાજન સાંભળો કે.

સીંહનકે બનમેં બસિયે, જલમેં ઘુસિયે કરમેં બિછું લીજે;
કાન ખજુરેકું કાનમેં ડારકે, સાપનકે મુખ આંગુરી દીજે.
ભૂત પિશાચનમેં બસિયે, ઓર ઝેરકું ઘોળ હળાહળ પીજે.
જો જગ ચાહે જીવ્યો, રઘુનંદન મુરખ મિત્ર કબુ નહિ કીજે.

હે રાજન! આળસુ, દ્વેષી, કઠોર ભાષણ કરનાર, પ્રજા પિડક રાજા, મીઠું વચન નહિ બોલનારી ભાર્યા, વિગેરેને ડાહ્યા માણસે છોડી દેવાં જોઈએ. કેટલાક દુર્જન પુરૂષો બોલવામાં બહુ પ્રિય હોય છે, પણ તેમના હૃદયમાં હળાહળ ઝેર વ્યાપેલું હોય છે; કેટલાક દુષ્ટ સ્વભાવવાળા ઉપરથી મહાન પરોપકારી પુરૂષ જેવા જણાય છે. પરંતુ નીચેના શ્લોકમાં કહ્યું છે તેવાજ હોય છે. માટે એવાથી ઠગાવું નહિ.

### શ્લોક.

दुर्जनः प्रियवादी च नैव विश्वास कारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे हृदयेतु हलाहलम् ॥

વળી કવિશ્વર દલપતરામે પણ કહ્યું છે કે:—

જો ભરપુર ભલાઈ દીસે પણ, ક્રુર થઈ પછી કાળજ કાપે;
ખુબ ખિલ્યો દરસે તરૂ ખાખર, આખરતો કડવાં ફળ આપે;
તેમજ દુષ્ટ તમામ તણી ગતિ, મિત્ર થઈ મન આપણું માપે;
મિત્ર મટી દલપત કહે પછી, શત્રુ સમાન સદૈવ સંતાપે.

જે દુષ્ટ છે તે સજ્જનની પેઠે, નમ્રતા અને પ્રીતિ દેખાડે છે, મોંઢે મીઠાશ વદે છે પણ નઠારાં કર્મ કરવામાં ચુકતો નથી.

કહ્યું છે કેઃ—

## દોહરો.

દુર્જન પ્રિય વાણી વદે, નહિ વિશ્વાસનું મીષ;
મધુ વસેછે જીભમાં, હૃદયે હળાહળ વિષ.

ક. દ. ડા.

હે રાજન ! જેમ સિંહ અન્ય પક્ષિઓનો ભક્ષ કરે છે, ગરૂડ નાગનો ભક્ષ કરે છે, બિલાડી ઉંદરનો ભક્ષ કરે છે. તેમજ સજ્જન પુરૂષનો દુર્જન પુરૂષ ભક્ષ કરે છે. માટે તેવા દુર્જનની સોબતથી દૂર રહેવું. નહિ તો જેમ માંકણના મેળાપથી ખાટલાને માર ખાવો પડે છે. તેમજ દુર્જનના મેળાપથી સજ્જનને માર ખાવો પડે છે.

મહાદેવજીએ ઝેરને પોતાની પાસે રાખ્યું છતાં તે પોતાની શ્યામતા છોડતું નથી. વળી બાર બાકીએ બોલી બદલાય

છે. ઝાડ શાખાને બદલે છે. જતે દહાડે એટલે કે અવસ્થા વખતે વાળ બદલાય છે. પણ લાખો ઉપાય કરે દુર્જન માણસ પોતાના લક્ષણને બદલતો નથી. માટે દુર્જનના સંગથી દૂર રહો.

કહ્યું છે કેઃ—

કુળ હીણાની ચાકરી, દુર્જન કેરો સંગ;
પરનારીની પ્રીતડી, જાણ ગળીનો રંગ.

વળી હે રાજન! જુઓ કે કવિશ્વર દલપતરામે કહ્યું છે કે—

## નારાચ છંદ.

ભળે વઘાર ભાતમાં, લગાર જો લવીંગનો;
ટળે ન ટાળતાંજ તેમ, હોય ગંધ હીંગનો.
સફેદ વસ્ત્ર શ્યામ થાય, શ્યામ રંગ સંગમાં;
કુસંગીનો પ્રસંગ દે, કુસંગ રંગ અંગમાં.

ક. દ. ડા.

કેટલાક સજ્જનો શ્રીફળની માફક માંહેથી કોમળ હોવા છતાં, ઉપરથી કઠોર દેખાય છે. અને દુર્જનો બોરની માફક અંદરથી કઠણ છતાં ઉપરથી કોમળ જણાય છે. માટે તેના ગુણોની પૂર્ણ તપાસ કર્યા સિવાય તેની સાથે સંબંધ રાખવો નહિ.

## દોહરો

કટકા કાચ બિલોરના, સાકર સમ દેખાય;
ભૂલે ભોજનમાં ભળે, જમતાં જીવજ જાય.

ક. દ. ડા.

વળી હે રાજન—

## દોહરો.

સોબત કીજે શ્વાનકી, દો બાતોકા દુ:ખ;
ખીજ્યા કાટે પાઉંને, રીઝયા ચાટે મુખ.

માટે મોકલેલા દૂતના મધુર ભાષણથી, એવા હિંસક પશુ જેવા રાજાથી લેશ માત્ર ન ડરતાં પવિત્ર તલવારનો સ્વાદ ચખાડવાની પ્રતિજ્ઞા લેવામાં ચુકશો નહિ.

આવા પ્રબળ શત્રુ સામે સહેજ પણ મીઠાશ રાખવા- માં જેવી રીતે સુડીની સાથે સોપારીનો મેળાપ થતાં સોપા- રીનો ચુરો થતાં વાર લાગતી નથી તેમજ તમારા જેવા નિર્મળ અંત:કરણવાળાને દબાઈ જતાં વાર લાગશે નહિ. માટે હે નરેશ! ક્ષત્રીવટને કલંકિત ન કરતાં, બેધડક રીતે બતાવી આપવાની જરૂર છે કે, ખરો વિર ક્ષત્રિ કદીપણ દુશ્મનને નમ્યું આપતો નથી.

મહારાજા ચંદ્રકિશોર મહાન કવિશ્વર તરફ ક્ષણભર મીટ માંડીને જોઈ રહ્યો. અને પછી ખરેખરું રૂણ આપવાને પ્ર- તિજ્ઞા કરતો હોય, એવા અલૌકિક દેખાવથી, ક્ષત્રિય સિંહ-

નું બચ્ચું કહી પણ ગાંજ્યું નહિ જાય, નહી જાય એવા ઉચ્ચાર સાથે મૂછના દોરા પર હાથ નાંખતો, મસ્તકને ઝુ-લાવતો, તલવારને ફેરવતો, તમામ સરદારોને સંબોધીને બોલ્યો કે રામે રાવણનો ગર્વ ઉતારતાં વાર લગાડી નથી. ફરશુરામે ક્ષત્રિઓનો ગર્વ ઉતારતાં વાર લગાડી નથી. ભીમનો ગર્વ હનુમાનજીએ સહેજમાં ઉતાર્યો છે. તેમ ખરી અણીપર આવેલા શત્રુનો ગર્વ ઉતારવા વિલંબ કરવાની જરૂર નથી. એમ કહી આવેલા દૂતને સલાહની ચોખ્ખી ના પાડી, લડાઈની તૈયારી કરવાનું તરતજ ફરમાન કર્યું.

आज्ञाभंगो नरेंद्राणाम् विप्राणाम् मान खंडनम् ।
प्रथक् शय्या तु नारिणाम् अशस्त्रो वध उच्यते ॥

અર્થ—રાજાની આજ્ઞાનો ભંગ કરવો નહિ, બ્રાહ્મણનું માન ખંડન કરવું નહિ, સ્ત્રીને પોતાની શય્યાથી છેટી સુવાડવી નહિ, આ પ્રમાણે નહિ કરતાં અવળુ કરે તો વગર શસ્ત્રથી તે વધ થએલો જાણવો.

એવી રીતે એક પંડિતે ઉપરના શ્લોકનો ઉચ્ચાર કર્યો. રાજાનું અને પંડિતનું કથન એક ચિત્તે તમામ દરબારીઓએ શ્રવણ કર્યા બાદ અલૌકિક આનંદની શાન્તી પ્રસરી રહી હોય તેવા પ્રફુલ્લ ચહેરે એકી અવાજે રાજાનો જયકાર કર્યો છેવટે बलीयसी केवलमीश्वरेच्छा ॥ ઈશ્વરની ઈચ્છાજ બળવાન છે. લખ્યા લેખ મટે નહિ, અને ભાવી મિથ્યા થાય

નહિ. એટલું કહીને તમામ સરદારોએ સન્માનપૂર્વક રાજાને પ્રણામ કર્યા. જેમ સૂર્ય ઉદય અને અસ્ત વખતે રક્ત રહે છે. તેમ સુખમાં અને વિપત્તિમાં સરખા માલૂમ પડતા તમામ સરદારો શ્રી મહેશ્વરનું સ્મરણ કરી રણસંગ્રામમાં જવાની તમામ તૈયારી કરી. રણસીંગાં ફુંકાવા લાગ્યાં, ભેરીના ભયંકર નાદ થવા લાગ્યા. ઘોડાઓનો હણહણાટ થઈ રહ્યો, અને બીજાં અનેક વાજીંત્રોનો શોર કાનને ભેદી પાર નીકળવા લાગ્યો. સરદારો પોતપોતાને નિર્માણ કરેલી જગ્યાએ પવિત્ર તલવારને સલામી આપતા ઉભા રહ્યા.

બંદીજનોના બિરદાવાથી તેમ અનેક રણવાજીંત્રોના નાદથી શુરાઓનાં હૃદય ઘણા જોરથી ઉછળી આવ્યાં અને એકદમ દરવાજા ઉઘાડી નાંખવાનું સાહસ ખેડયું.

કહ્યું છે કે:—દાઢ વગરનો સાપ, મદ વગરનો હાથી અને કિલ્લા વગરનો રાજા એ ત્રણેને દુશ્મનના પંઝામાં સપડાઈ જતાં વાર લાગતી નથી. તેમજ દરવાજા ખોલી નાંખી, વગર કિલ્લાના બન્યા. અને દુર્ભાગ્યની પરિસીમા આવી પહોંચી. જેના કપાળ ઉપર યશકિરીટ ચળકી રહ્યો છે. એવા સરદારો યાહોમ કરી રણસંગ્રામમાં તૂટી પડ્યા. ઘોડેસ્વારો, ઘોડાસ્વાર સામા, પાયદલ સૈનિકો, પાયદલ સામા, ભીમનાદ કરતા, અતૂલ્ય બળથી, તલવાર ચલાવી રહ્યા, વીજળીની ઝડપની માફક તલવારને ચમકાવતો વીર ચંદ્રકિશોર રાજન નાગરાજની, નજીક આવી પહોંચ્યો. તીવ્ર તલવારથી આજુ-

બાજુના દુશ્મન સૈનિકોને ઘાસની પેઠે કાપવા લાગ્યો. અને નાગરાજ તરફ તીવ્ર દૃષ્ટિથી નિહાળી કહેવા લાગ્યો કે, મારી તલવારથી તારા પાપી હૃદયને ભેદી નાંખતાં વાર લાગવાની નથી. એ યુદ્ધને છાજતી પ્રચંડ વીરતા, તેના રગેરગમાં વ્યાપ્ત થતાંજ, છેડાયેલા નાગના જેવી, સ્ફુર્તિ બતાવતો, સિંહનાદને ભૂલાવે તેવી, વીરગર્જના સાથે એકદમ યુદ્ધવિદ્યામાં પરમકુશળ તેમજ રણક્ષેત્રમાં અલૌકિક બળબળવાન રાજન નાગરાજ ઉપર સાવચેતીથી તૂટી પડ્યો. વીરનરની, વિકાળ તલવારનો ભોગ થઇ પડવાને, તેનું પ્રચંડ શરીર ઘાયલ થઈને ધૂળમાં આળોટતું થવાને સહેજ પણ વિલંબ થાય તેમ નહોતો. પરંતુ રાજ્યધર્મ બજાવનાર, એક સરદારે ચાલાકીથી ઘોડાની લગામ પકડી લીધી. અને ચાબુકના સખ્ત ફટકાથી ઘોડાને એકદમ પાછો પાડ્યો. વચ્ચે માર્ગ પડતાંજ એક પળવારમાં નાગરાજના સૈનિકોએ ક્ષત્રિય વીરરાજન ચંદ્રકિશોરને ઘેરી લીધો તોપણ અત્યંત બળપૂર્વક ચંદ્રકિશોરની તલવાર ચારે બાજુ સનસનસન કરતી ઘુમવા લાગી. કોની તાકાત છે કે એ મહાન વીરપુરૂષની સામે નજર કરી શકે ? કોની મગદુર છે કે, એ બળવાન ક્ષત્રિય વીરપુરૂષની બાજુમાં પગ ભરી તેને અટકાવી શકે ? પરંતુ એટલામાંજ દુર્ભાગ્યવશાત્ તેના ચપળ અશ્વને દુશ્મનદળના યુવક સરદારના હાથથી તલવારનો સખત ઘા લાગ્યો. અને એકાએક ચંદ્રકિશોરનો અશ્વ ઠોકર ખાઇ જમીન પર

ઢળી પડયો. ચંદ્રકિશોર ગભરાયલી હાલતમાં એકદમ જ-મીન પર સરી પડ્યો કે, તરતજ દુશ્મન દળના સૈનિકો ઘણીજ ચાલાકી વાપરી આસપાસ ફરી વળ્યા. અને એકી વખતે કેટલીક તલવારો વીર પુત્રના માથા ઉપર ઘુમવા લાગી. પરંતુ ત્હેમાંની એક પણ તલવાર ચંદ્રકિશોરની ચાલાકી આગળ તેના શરીરને સ્પર્શ કરી શકી નહિ; એટલામાંજ દુશ્મન દળના ટોળામાંથી રાજન નાગરાજ બોલી ઉઠયો કે, બસ–બસ–સબુર કરો, સબુર કરો; શસ્ત્રો ચલાવશો નહિ, ચાલુ લડાઇથી સાવચેત રહી રાજપુત યુવક લડવૈયાને બનતા પ્રયાસે જીવતો પકડો. અને બંદીવાન બનાવી મારી પાસે રજુ કરો. એવું સાંભળતાંજ ચંદ્રકિશોર મેઘગર્જના કરતો જુસ્સાભેર બોલી ઉઠયો કે કયો ક્ષત્રીપુત્ર મારી તીવ્ર તલ-વારને લોહીની ધારામાં સ્નાન કરાવવા તૈયાર થાય છે? પક-ડવાની બહાદુરીનું ઇનામ મેળવનાર કયો સૈનિક સરદાર છે? આવો એક વખત લડાઇના મેદાનમાં, તમારી તેજોમય શક્તિ બતાવવા તૈયાર થાઓ.

પોતાના બાહુબળ ઉપર ગુમાન ધરાવતો, પોતાના સૈ-નિકોને ઉશ્કેરતો વીજળી સમાન પોતાની ચળકતી તલવા-રને જોસભેર ફેરવતો, જેમ નીતિની પાછળ અભ્યુદય ચાલે છે, વિદ્યાની પછવાડે વિવેક ચાલે છે, તેમ રાજન નાગરાજ પાછળ ઝુઝતી તલવારે ચાલવા લાગ્યો. પરંતુ ચંદ્રકિશોરની તલવારના ઘા સહન કરવાનું સાહસ વાપરી કેટલાક સર-

દારો એકાએક ચંદ્રકિશોર ઉપર તૂટી પડ્યા. અને સતત્ પરિશ્રમથી એક યુવક સરદારે તલવારને છીનવી લીધી. બીજાઓએ પાછળથી બાથ ભીડી. ચંદ્રકિશોરને કબજે કર્યો.

રાજા કબજે થતાંજ ચંદ્રકિશોરના સૈનિકોમાં નાશભાગ થઇ રહી અને ક્ષણભરમાં શાન્તિ ફેલાઇ રહી. વાગતે ઢોલે, પ્રફુલ્લ ચહેરે અનહદ ઉત્સાહથી રાજન નગરાજે પોતાના સૈનિકો સાથે સુવર્ણનગરીમાં પ્રવેશ કર્યો. મોટા રાજમાર્ગ ઉપર થઈ રાજગડી તરફ કુચ કરી. રૈયત કોઇની થઇ નથી ને થાય નહિ "વીવાહ તેનાંજ ગીત" એ આધારે તમામ રૈયતવર્ગે રાજન નાગરાજને વિનયપૂર્વક સલામી આપી સન્માનપૂર્વક વધાવી લીધો.

સુવર્ણનગરીના કિલ્લાને હસ્તગત કર્યાથી તથા રાજન્ નાગરાજને, કેદ પકડવાથી પ્રૌઢ દેખાતો, પોતાના ભાગ્યને વારંવાર વખાણતો, પોતાના સૈનિકોની પ્રશંસા કરતો વિજયધ્વની સાથે, રાજગડીમાં પ્રવેશ કર્યો.

ત્યાંની અલૌકીક શોભા નિહાળી આનંદ માનવા લાગ્યો. અને તેજ દિવસે, શુભ ચોઘડીએ, ત્યાંના વિદ્વાન, પંડિતો અને બ્રાહ્મણોના મુખે વેદમંત્રોના ઉચ્ચાર કરાવી, રાજ્યાસન ઉપર બિરાજમાન થયો. રાજન ચંદ્રકિશોરને તેનાજ વિલાસભૂવનના એક ભાગમાં રાજકેદી તરીકે કેદ કરવામાં આવ્યો.



## પ્રકરણ છઠું.

ચંદ્રમંડળ તારાઓરૂપી મોતીમય માળાઓથી ખીલી રહ્યું છે, પૃથ્વી ચાંદની રૂપી સફેદ સાડીથી દીપી રહી છે. બાગમાંનાં અનેક પુષ્પોના સુવાસથી કાંઈ અલૌકીક મહેક મારી રહી છે. તેવી શાન્ત રાત્રીના મધ્ય રાતના સમયે ઉતરેલે ચહેરે, ગભરાયલા હૃદયે; અસ્થિર ચિત્તે, જાળીમાંથી બહાર દષ્ટિને ફેરવતો, મનમાં અનેક તરંગો કરતો, વિશ્વંભરને યાદ કરતો નિદ્રા અને આહારને દૂર મૂકી રાજનચંદ્ર કિશોર બેઠેલો હતો.

हसंति पृथ्वी नृपो नराणां। हसंति लक्ष्मी धन संचितानां ॥
हसंति भार्या पति रक्षितानां। हसंति कालो यद्धि वैदराजः ॥

રાજાઓનું અભિમાન જોઇને પૃથ્વી હસ્યા કરે છે, ધનાઢય પુરૂષોનો ગર્વ જોઈને લક્ષ્મી હસ્યા કરે છે, પો-

તાનો પતિ રક્ષણુ કરે છે. તેથી કરી સ્ત્રી હસ્યા કરે છે, વૈધનો ગર્વ જોઇને કાળ હસ્યા કરે છે. માટે મીથ્યા ગર્વ કોઈએ કરવો નહિ.

આ મહેલ આ પૃથ્વી અને આ રૈયતને હું મારાં પોતાનાં માની અભિમાન ધરાવતો હતો. રૈયતવર્ગને પરમસુખ આપી નૃપતિઓમાં રત્ન તરીકે પંકાવાનું માન ધરાવવા પૂર્ણ ઉત્સાહી હતો. પણ અરે ! ભાગ્યચક્ર મારી આ શી દશા ! કાલે શું હતું. આજે શું છે હરે ! હરે ! न जाने जानकीनाथ प्रातःकाले किं भविष्यति હજુ ભાવિ શું જણાવે છે. તેની કોને ખબર.

અરે ! નૃપત્તિઓમાં રત્ન સમાન તો શ્રી રામચંદ્રજી ગણાય છે. તેની સ્હેજ પણ તુલનામાં હું કયાં આવી શકું? કહ્યું છે:—

गले रत्नं गीता, गगन तल रत्नं दीनमणि ।
निशा रत्नं चंद्रः शयनसुख रत्नं शशी मूखो ॥
सभा रत्नं विद्या, श्रवण सुख रत्नं हरिकथा ।
नदी रत्नं गंगा, नृपति कुल रत्नं रघुपतिः ॥

ગળાનું રત્ન ગીત, ગગનનું રત્ન સૂર્ય, રાતનું રત્ન ચંદ્ર, શય્યાનું રત્ન સ્ત્રી, સભાનું રત્ન વિદ્યા, કાનનું રત્ન હરિકથા, નદીઓમાં રત્ન ગંગા અને તમામ રાજાઓમાં રત્નરૂપ, રઘુપતિ છે. ( રામચંદ્રજી છે.)

એવી રીતે અનેક વિચારો વારંવાર બદલતો, જાણે ગંભીર મર્મ વેદનાથી, ત્હેનું હૃદય ફાટી જતું હોય, તેવા દુઃખી હૃદયે નમ્ર અવાજે ઈશ્વરને આરાધતો બોલ્યો કે હે વિશ્વંભર! મારી અપૂર્વ નીતિની કદર કર.

તારી મરજી સિવાય એક પાન પણ હાલી શકતું નથી. તો હે પ્રભુ વિના કારણે મને શા માટે એક પર એક આફત નાખી દુઃખના દરિયામાં હલેસાં ખવડાવે છે અરે પ્રભુ મારી મનકામના પૂર્ણ કરવાની બાજુપર મૂકી મારા હૃદયને શાન્ત કરવાને બદલે, કયા અપરાધ વડે કરી સદાને માટે સળગતી સગડી તૈયાર કરી આપી. ધુંધવાતે સાદે શ્રી વિશ્વંભરને વારંવાર વિનતી આખરે જાણે દેવલોક, ઇંદ્રલોક, બ્રહ્મલોક, શિવલોક અને વૈકુંઠપુરીનું ધ્યાન ધરતો હોય તેમ મૌન ધારણ કરીને મૂંગે મ્હોડે ભીંતને અઢેળીને શાન્ત રીતે બેઠો. એટલામાંજ નિરાભિમાની, પરમાર્થપરાયણ ઉદાર ચિત્તવાળા, ગૌબ્રાહ્મણપ્રતિપાળ નરેશના છુટકારાનો રસ્તો શ્રી હરિએ ખુલ્લો કર્યો.

રણવાસમાં પણ જે દિવસે કોલાહલ મચી રહ્યો હતો. રાજ્યકુટુંબની સ્ત્રીઓ અને દાસીઓ નિસ્તેજ ચ્હેરાથી ઊંડા નિસાસો મૂકી મૂકીને રૂદન કર્યા કરતાં હતાં. રાત ઘણી ગયા છતાં પણ સર્વ સ્ત્રીમંડળ ભેગું થઇ દીલગીરી ભરી વાર્તા વિનોદ, ચલાવી રહ્યાં હતાં. અરે આ રાજ્ય ઉપર, આપણા રાજા ઉપર અને આપણા ઉપર અણધારી આફત

આવી પડી. આવી સંકટમય આફતમાંથી બચાવી આપણું રક્ષણ કરવાને શ્રી હરિ સિવાય હવે કોઈ સમર્થ નથી. એટલામાં એક વૃદ્ધ દાસીએ કહ્યું કે આપણા દુઃખની વાત બાજુપર મુકો. પણ આપણા સુકોમળ તરૂણ રાજન આબાજુનાજ ખંડમાં કેદ થએલ છે. તેનો છુટકારો હવે ગમે તે પ્રકારે થવોજ જોઇએ. પલકે પલકે રાજાના દુઃખથી મારૂં કાળજું ચીરાઈ જાય છે. આ પ્રસંગ હવે ચીંતાગ્રસ્ત થઈ બેસી રહેવાનો નથી. તેણીએ સર્વે સ્રીમંડળને સંબોધીને કહ્યું કે હું એક વાત નિવેદન કરૂં છું તે સાંભળો.

હું મારી બાલ્યાવસ્થાથી પ્રેમ–સુખથી આ દરબારમાં ઉછરી મોટી થઈ વૃધાવસ્થાને પહોંચી છું. આ દરબારી લૂણ મારી રગોરગમાં વ્યાપી રહેલું છે. તો કેદ થએલા મારા દુ:ખી રાજાને હું જોઈ શકીશ નહિ. ગમે તે પ્રકારે આ કેદમાથી અત્યારે મુક્ત કરવાજ જોઈએ. ગદ્ગદ્ કંઠે બોલતાં બોલતાં ચક્ષુઓમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. દીવાની બની ગઈ હોય તેમ બેબાકળી એકદમ ઉભી થઈ. વિપત્તિની ભયંકર પથરાએલી છાયાને નષ્ટ કરવા તૈયાર થઈ ગઈ હોય તેમ બેબાકળી એકદમ ઉભી થઇ. વિપત્તિની ભયંકર પથરાએલી છાયાને નષ્ટ કરવા તૈયાર થઈ ગઇ હોય તેમ ભાસવા લાગ્યું. દરબારભૂવનમાંથી નરાશ (કોશ) અને દીપક લઈ બનતી ત્વરાએ શ્રી હરિને મદદ અર્થે બોલાવતી હોય તેમ વારંવાર વિશ્વંભરને યાદ કરતી દરબારભૂવનમાંથી નીકળી નહી

તરફ પ્રયાણ કર્યું. નદી ઉપરજ રાજગડીની પાછળના ભાગમાં શિવનું ખંડેર દેવાલય હતું. ત્યાં જઈ રાજાને વિપત્તિમાંથી મુક્ત કરવાના ઉપાય યોજનારી બાઈએ શિવાલયની બાજુમાં આવેલા એક ચોરસ પત્થરને નરાશ વતી ઉખેડી દુર કર્યો. અને શ્રી મહેશ્વરનું નામ લઇ દીપકને તેજોમય કરી સાક્ષાત દેવી સમાન દેખાતી વૃદ્ધ મુગ્ધાએ સપાટાબંધ તેની અંદરના ભોંયરામાં પ્રવેશ કર્યો. વગર વિલંબે બનતી ત્વરાએ રાજન ચંદ્રકિશોરને કેદ કરેલા ઓરડા નીચે આવી પહોંચી વૃદ્ધ અને સ્ત્રી હોવા છતાં સ્વામીભકિત બતાવનાર દાસીએ મહા પ્રયત્ને નરાશ વડે ત્યાંના પત્થરને ઉચકી ઉથલાવી નાખ્યો. અને નરાશને બાજુપર મૂકી દીપક લેઇ કલ્પાંત ના કરો. સમાધિનો પરિત્યાગ કરો. રણક્ષેત્રના અથાગ પરિશ્રમથી થાકી ગએલા છો, છતાં પણ ચૈતન્યતા પ્રાપ્ત કરો. અને આ પામર દાસીએ ખુલ્લા કરેલા સરળ માર્ગે થઈ કેદમાંથી મુક્ત થાઓ ! અને બળતા હૃદયને શાન્તિ આપો.

થએલા ખડખડાટથી તથા આવતા અવાજથી એકદમ ચમક્યો. હે અંતર્યામી ! હે વિશ્વંભર આ શું ! આ કોણ ! હું શું દેખું છું. સ્વપ્નમા છું કે જાગ્રતમાં એમ ભ્રમિત ચિત્તે બોલવા લાગ્યો. દાસીને પાસે આવતાંજ ગુસ્સાથી લાલચોળ બની જઇ ખબરદાર ! તું કોણ છે ? હજુ શું બાકી છે, અહીં આવવાનું કારણ શું છે? કહી એકદમ ઉભો થયો. તેજ વખતે દાસીએ કહ્યું બેટા શાન્ત થા, ડર નહિ, હું તારા દુઃખે

દુ:ખીયારી તારી એક દુખી દાસી છું, મારા બાલ્યાવસ્થાના પરિચયથી આ જગ્યાના ભોંયરાની મને ખબર હતી માટે તે રસ્તો ખુલ્લો કરી અત્રેથી આપને કેદમાથી મુક્ત કરવા આવી છું આપ જેવા સિંહ છુટા થયા પછી વનવાસના વિકટ સંકટો વેઠતે, વેઠતે, આખરે દુશ્મનની છાતીમાં લાત મારી પોતાનું ગએલું રાજ્ય પાછું મેળવી શકશો એવી મને પૂર્ણ ખાત્રી છે. માટે ઉઠો ઉઠો, સાવધ થાઓ; અને અત્રેથી નીકળી જઈ તમારા મોંઘેરા માનવજીવનનું સાર્થક કરો ! તમારી નિમકહલાલી જોઈ હું મારા ભાગ્યને ભાગ્યશાળી માનું છું આટલી વૃદ્ધ ઉમ્મરે મહાન પરિશ્રમ વેઠી મારા ઉપર જે વાત્સલ્યભાવ દર્શાવ્યો છે. જેથી આપને માતા સમાન માની વારંવાર પ્રણામ કરૂં છું. સો નવા નોકર કરતાં એક જુનો નોકર હજાર દરજજે ગુણકર્તા છે. તે હું સારી પેઠે સમજ્યો છું. પ્રભુ જે કરે છે, તે સારૂંજ કરે છે એમ માનવામાં ભુલશો નહિ. તમારા હૃદયમાં મારા માટે હવે લેશ પણ ચીંતા ધરશો નહિ. સુખી અને દુ:ખી, જ્ઞાની અને અજ્ઞાની, રાજા અને રંક, નિરોગી અને રોગી, પુરૂષ અને સ્ત્રી તથા પશુ પક્ષી આદિ જડ તથા ચૈતન્ય વિગેરેની સંભાળ હરહંમેશ શ્રી હરિ રાખ્યા કરે છે.

સોનું, રૂપું, લોઢું, ત્રાંબુ, કથીર, હીરા, માણેક, મોતી, પત્થર, માટી, ખાર તથા પ્રવાહી પદાર્થો અને દુનીઆની

અસંખ્ય ચીજોમાં શ્રી હરિ વસી રહેલા છે. અને તેથીજ સર્વવ્યાપક પરમાત્મા કહેવાય છે. હે દાસી! મારા અને તારામાં પણ થોડા કે વત્તા પ્રમાણમાં ઇશ્વરી અંશ સમાએલો છે. પરંતુ સંસારચક્રની વિચીત્ર ઘટનામાં અલ્પ જ્ઞાની રહેવાથી આ દુનિયાનું ખરૂં રહસ્ય આપણે સમજી શકતા નથી. પરંતુ મનની તમામ ઈચ્છાઓનો ત્યાગ કરી પૂર્ણ જ્ઞાનને શિખરે પહોંચનારને દિવ્યચક્ષુ પ્રાપ્ત થયા સિવાય રહેતા નથી. એવા દિવ્ય ચક્ષુવાળા જ્ઞાનીને સર્વ જગત તૃણ સમાન, અને એકસરખું ભાસે છે. રાજ્યનો અપાર બોજો માથે હોવા છતાં પણ જનક વિદેહી કહેવાયા છે. તેમને પૂર્વના પુન્યે એવું જ્ઞાન પ્રાપ્ત થયું હતું કે તેમને આખુ જગત્ તૃણવત અને એકસરખું ભાસતું હતું.

આ જન્મ્યો, આ મરી ગયો, આવ્યો કયાંથી! અને ગયો કયાં, સર્વે સુખી કેમ નથી? યાતો સર્વે દુઃખી કેમ નથી! કોઈ રાજા શાથી, અને કોઈ રંક ભિક્ષુક કયાંથી! કોઈ રોગી અને કોઇ નિરોગી કેમ! કોઈ ગાડી, અથવા ઘોડા કે પાલખીમાં બેસી ફરે કેમ! અને કોઇ સંડાસ સાફ કરે કેમ! વિગેરે ક્રિયામણ ઉપર વિચારો કરતાં પૂર્વના રણાનુંબંધે જેવી કરણી તેવી પાર ઉતરણી. એ આધારે થતું હોવું જોઇએ. આ સઘળી બાબતો ઉપરથી પુનર્જન્મની સિદ્ધતાનો ખાસ પુરાવો છે.

માટે હે દાસી! મારા પૂર્વજન્મના કર્મ પ્રમાણે આ ફળ પ્રાપ્ત થયું છે, એ નિશ્ચય છે. માટે હવેથી સત્ય, પ્રમાણિકતા, રાખીને દ્વેષ, અહંકારનો ત્યાગ કરીને, ફળની આશા રાખ્યા સિવાય શ્રી હરિ સ્મરણ કરવામાં કદી પણ ચુકીશ નહિ. તો આખરે પરમપદ પ્રાપ્ત થશે.

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥

અર્થ—આ કારણથી ફળની ઈચ્છાનો ત્યાગ કરી આવશ્યક નિત્ય નૈમિત્તિક કર્મ કર. નિષ્કામ બુદ્ધિથી કર્મ કરનાર પુરૂષના ચિત્તની શુદ્ધિ થઈ તેને પરમપદની પ્રાપ્તી થાય છે.

ભગવદ્ ગીતા.

आत्मवै हि रिपुरात्मनः ॥

( ગીતા )

આત્માજ આત્માનો દુશ્મન છે.

મનુષ્ય પોતાના મનમાં જેવા વિચાર ઉત્પન્ન કરે છે તેવાજ ફળની પ્રાપ્તિ તેને થાય છે. મનમાં નબળા વિચારો ઉત્પન્ન થતાં, મનોબળને કાબુમાં નહિ રાખનારા એકદમ નબળા બની જાય છે. અને ગાત્ર સિથિલ થઇ જાય છે. ઉચ્ચી ભાવના રાખનાર પોતાના ધારેલા કાર્યને ફળીભૂત કરી શકે છે.

એમ કહી ભોંયરામાંથી પસાર થઈ બહાર નીકળી જવા તૈયાર થયો. દાસી દીપક લઈ સપાટાબંધ આગળ ચાલવા લાગી. અને એક નિમિષ માત્રમાં બંન્ને જણ ભોંયરા બહાર શિવાલય આગળ નીકળી પડયાં. શ્રી મહેશ્વરનાં દર્શન કરી, દાસીને વારંવાર પ્રણામ કરતો ભાવીને યાદ કરતો, મનને વારંવાર આશ્વાસન આપતો–દાસીની રજા લઈ નદી પાર ઉતરી દુશ્મનના ભયથી, કાંપતા શરીરને સ્વસ્થ રાખતો પરમશાંતિની પ્રાપ્તિ શોધતો, રાતોરાત મહાન અરણ્યમાં રસ્તો માપ્યો. અને એક વડની વિશાળ છાયા નીચે વિશ્રાંતિ લીધી.



## પ્રકરણ સાતમું.

મધ્યાન સમય છે. સૂર્ય માથા ઉપર આવી રહેલ છે. ધમધમાટ કરતો તાપ વસુંધરાની સપાટીને તપાવી રહ્યો છે. ઉનો પવન ચાલી રહ્યો છે. સમયને અનુસરી પક્ષીઓ પણ શાન્ત થઈ માળાઓમાં લપાઈ રહ્યાં છે. સર્વ જંગલ શૂન્યકાર ભાસી રહ્યું છે. તેજ વખતે કુરસિંહ બહારવટીઆએ મહારાણી તેજબાનો એનો જંગલમાં આવેલા પોતાના ગુપ્ત ભોંયરામાં લાવી મૂક્યો. એક બાજુના એકાંત સ્થાનમાં રાણીને રાખવાની તરતજ વ્યવસ્થા કરી, ઠરેલ અને શાન્ત સ્વભાવના બે માણસોને તહેનાતમાં રજુ કર્યાં. ત્યાર બાદ ફૂળ ફળાદિ તથા કેટલુંક ખાવાનું તથા જળપાત્ર વિગેરેની તાકીદે ગોઠવણ કરવામાં આવી.

રાણી પણ એક બાજુએ અનેક વિચારોના તરંગમાં

પડી. હવે મારે શું કરવું. આ દુષ્ટના પંઝામાંથી કેવી રીતે છુટાશે ? મારા શિયળનું રક્ષણ કેવી રીતે થશે ? મારા સ્વામીને હુ કેવી રીતે મળીશ. હે પ્રભુ ! હવે આત્મઘાત કરીને આ દુષ્ટના પંઝામાંથી છુટી શ્રી હરિનું શરણુ લેવું કે કેમ ? એવા એવા અનેક તરંગોમાં, વિવેક, વિચાર, હિંમત અને શાન્તતા ગુમ થઈ ગઈ હોય, તેમ દીવાનાની માફક બેબાકળી બની ગઈ હતી. ઘડીકમાં બોલી ઉઠતી કે, ઓ વેરી દુર્દૈવ! તેંજ મને મારા સ્નેહી, સ્વામી, બંધુવર્ગ અને અનેક દાસ દાસીઓથી વિયોગણુ બનાવી અગાધ દુઃખના દરિઆમાં આ દુષ્ટના ભક્ષ અર્થે હડસેલી મૂકી છે. હે વન દેવીઓ ! હે વિશ્વંભર ! આપની અપાર ગુપ્ત શક્તિ મારાથી કળી શકાતી નથી. દુઃખ નાંખવાની જેટલી શક્તિ આપનામાં રહેલ છે. તેમ સુખ આપવામાં પણ છે. તો હે વિશ્વંભર! મારા પર પ્રસન્ન થઈ મારાં પૂર્વનાં કુકર્મો સામું ના જોતાં સહાય થાઓ.

આ વખતે રાણી તેજબાનું રાજતેજ, સુંદર અને કરૂણા પેદા થાય તેવી આકૃતિ, શાંત મુખમુદ્રા, અને વિલાપ સાથે, અશ્રુપાત ઇત્યાદિ દેખી ગમે તેવાનું કઠોર હૃદય છીજભીજ થઇ દયા ઉભરાઈ આવ્યા શિવાય રહે નહિ. રાણીનો મહાન વિલાપ જોઈ ક્રુરસિંહના કેટલાક સમજદાર સરદારોમાં શોક, ઉદાસીનતા અને શુન્યપણું, વ્યાપી રહ્યું હતું. તેઓ બોલ્યાચાલ્યા શિવાય, એક બીજા સામું ટગર ટગર

જોયા કરતા હતા; કોઈ નિશ્વાસ મૂકતા હતા, તો કોઈના નેત્રમાંથી અશ્રુપાત વહેતો હતો. કેટલાક લમણાપર હાથ મૂકી જમીન તરફ નીચી દૃષ્ટિ કરી. ઉંડા વિચારમાં લીન થઈ ગએલા જણાતા હતા. ટુંકામાં કહીએ તો તેઓનામાંથી આનંદનાં તમામ ચિન્હોનો નાશ થએલો જણાતો હતો. કુરસિંહના કેટલાક ખુશામતખોર સરદારો આનંદ ઉત્સવ દર્શાવતા કલ્લોલ કરી રહ્યા છે. અને સવિનય નમન કરીને કહેવા લાગ્યા કે, આજનો દિવસ માંગલિક છે. રોમે રોમમાં આનંદ વ્યાપી રહેલ છે. વિવાહોત્સવમાં ભાગ લેવા હૃદય ઉત્સુક બની રહ્યું છે, તો આપ મહાશય ! ગમે તે પ્રકારે તેનું મન રંજન કરો; અને રંગબેરંગી પુષ્પોના સુગંધીમય સિંહાસન ઉપર નવદંપતિ બિરાજમાન થઇ એ ઉત્સવ નિમિત્તે અમારા જેવા દીન કિંકરોની આપના પવિત્ર ચરણમાં યત્કિંચીત્ ભેટનો સ્વીકાર કરો. ખુશામતખોરોની વિનય ભરેલી વાણીથી કુરસિંહના આનંદની પરિસીમા રહી નહિ. તેનું હૃદય અધીરૂં બની ગયું. અને મહાન સતીનું સતીત્વ લૂટવાની ઇચ્છાએ તેના મુખારવીંદ ઉપર સ્ફુર્તિ, ઉત્સાહ અને આનંદ ચળકી રહ્યાં.

આ વિવાહઉત્સવ ઉજવવાની ખાતર ભોંયરાની અંદરના એક વિસ્તીર્ણ ચોગાનમાં રંગબેરંગી પુષ્પમાળાઓથી અલૌકીક શોભા નિહાળી શકાય એવો મંડપ બનાવવાની તાબડતોબ યોજના કરી. ત્યાર બાદ રાણીશ્રી તેજબાને કહેવા

લાગ્યા કે હવે તારા પતિની આશા છોડી દઈ તેમજ કરૂણ સ્વરે રૂદન કરવું મુકી દઈ, શોક તજી દઈ, કુરસિંહ સાથે પ્રેમપાશથી બંધાઈ સ્વામી તરીકે સ્વીકાર કરી. તેમની અખુટ લક્ષ્મીની ભોક્તા થવા અને આજના આનંદમાં પૂર્ણ રીતે ભાગ લેવા સમજાવવા માંડયું, હવે તમારે શોક કરવો વૃથા છે. અહીંઆં તમે નિરાધાર છો. માટે અમારાથી અલગ રહેવું તમારે સલામતી ભરેલું નથી. અહીંઆં પણ તમારૂં માન રાણીની માફક રહેશે. આ તમામ સરદારો આપના સદાને માટે સેવક છે. માટે શોકને કાઢી નાંખી ખોટા વિચારો દૂર કરી, સાવધાન થાઓ. અને ચાલુ સમયને માનથી વધાવી લ્યો. એમ વારંવાર પ્રયત્ન કરવા માંડયો. પણ પાણીમાં મુઠીઓ ભર્યાની માફક તેનો તમામ પ્રયાસ નિષ્ફળ ગયો. મનુષ્યનું ચિંતવન કાંઈ કામ આવતું નથી. ધાર્યું ધરણીધરનુંજ થાય છે. આ શબ્દો સાંભળતાંજ રાણી ગભરાઇ ગઇ. હિમ્મત હારી ગઇ, શરીર પાણી પાણી થઈ ગયું. દુ:ખ સમુદ્રમાં ડુબી ગઈ, અને હૃદયને સખ્ત આઘાત લાગવાથી બેહોશ થઇને પડી.

अयुक्तं स्वामिनो युक्तं युक्तं नीचस्य दुषणम् ।
अमृतं राहवे मृत्युर्विषं शंकर भूषणम् ॥

અયોગ્ય વસ્તુ સજ્જન પુરૂષને ભૂષણરૂપ થઈ પડે છે. અને ભૂષણ રૂપ હોય છે તે અધિકાર વગરનાને દુષણરૂપ

થઈ પડે છે. જેમકે રાહુએ અમૃત પીતાંજ તેના બે ભાગ થયા છે. અને મહાદેવજીને ઝેર પણ ભૂષણરૂપ થઇ પડયું છે.

તેમજ અધિકાર શિવાય સતીને છંછેડનાર કુરસિંહને દુષણરૂપ થઈ પડયું.

બેહોશ થઇ પડેલી રાણીને ચૈતન્યતા લાવવાના અનેક ઉપાય શરૂ થયા. દેવતાઓના વૈદ્ય જાણે અશ્વનીકુમારની ગુટીકાનો ઉપયોગ કરતા હોય તેમ રાણી એકદમ સાવધમાં આવી. અરે દુષ્ટો તમે કોણ છો! દુર હઠો! આ નિર્જન પ્રદેશમાં એક નિરાધાર અબળાને ન સતાવો! મારી આંખ સમીપ આવા વિચીત્ર બનાવો હું જોઈ શકતી નથી! એમ કહી હૃદયફાટ રૂદન કરવા માંડયું! તમામ સરદારો ટગર ટગર એકી ટસે જોઈ રહ્યા. કુરસિંહ પણ પુતળાની માફક સ્તંભીત થઈ દાઢી ખંજવાળતો એક બાંજુએ ચુપચાપ ઉભો રહ્યો. પણ કોની તાકાત છે કે, બળતા ધગધગતા અંગારાને પકડી શકે?

શરીરને સંકોચી, વસ્ત્ર બરાબર કરી, ક્રોધભરી દૃષ્ટિથી નિહાળતાં બોલી કે, હે પૃથ્વીને ભારરૂપ થઇ પડનાર દુષ્ટો! પરસ્ત્રીગમન મહાન પાપ છે. અને સતી સ્ત્રીના શીયળનું ખંડન કરવામાં અઘોર પાપ સમાએલું છે. માટે આ કાર્ય કરવું તમને બીલકુલ યોગ્ય નથી. હજુ પણ સમજી અને ધર્મની બ્હેન ગણી મારા સ્થાનકે પહોંચતી કરો તો તમારાં

અનિષ્ટ આચરણોને દબાવી દઈ મારા રાજા પાસે યોગ્ય મદદ અપાવવી નહિ ચુકું જુઓ કે

अपि नश्यस्तु सर्वस्वं भवत्वंऽगं च खंडशः ।
कलंकयामि शीलं स्वं न तथापींदु निर्मलं ॥

મારા સર્વસ્વનો નાશ થાય અને આ શરીરના ટુકડે-ટુકડા થાય, તોપણ ચંદ્રની માફક નિર્મળ, મારા શીયળને હું બીલકુલ કલંકિત નહિજ કરૂં.

અરે ! આ મારા સુંદર રૂપને હજારો વાર ધિક્કાર છે. આ મનોહરયોવન-કાળના મુખમાં જઈ પડો. એમ કહી ગદગદ કંઠે બે હસ્ત જોડી નમન કરી કહેવા લાગી કે, હે ધર્મબંધુ ! તારા દુષ્ટ વિચારોનો ત્યાગ કરી મને ભગિની સમાન માની મને મારા સ્થાનકે પહોંચાડી દે.

આવા શબ્દો કાનને અથડાતાંજ કુરસિંહે ક્રોધાવેશથી ભવાં ચઢાવી કટાક્ષ નેત્રે સન્મુખ ઉભા રહીને કહ્યું કે, હે સુંદરી ! મારૂં વચન પ્રેમપૂર્વક ગ્રહણ કર. જો મારૂં વચન પ્રીતિથી માન્ય નહિ કરે તો બળાત્કારથી તારા શીયળવૃત્તને ખંડન કરીશ.

આ મારો ખરો આશય તારા આગળ પ્રગટ કર્યો છે. આ વચન સાંભળતાંજ ક્રોધાવેશે તેજબા બોલી અરે ! ઓ દુષ્ટ, સતીના શીયળનો વિધ્વંશ કરવાનો પ્રયત્ન કરનાર આ દુનિયામાં જીવતાં અપકીર્તિને પ્રાપ્ત થાય છે.

અને મરણ પછી પુનર્જન્મમાં નરકનો ભોક્તા થાય છે. અરે દુષ્ટ ! સિંહની મૂછનો વાળ લેવો, મણીધરની મણી લેવી, અને સતીનું શિયળ ખંડન કરવું એ સરખું સમજજે.

હે દુષ્ટ મહિલા ( સ્ત્રી ) ને જોવાથી, દારૂને પીવાથી, ને લક્ષ્મીને સંઘરવાથી મદોન્મત થવાય છે. માટે તારા મદને દાબીને હજુ પણ સમજ વળી ઉદ્યોગ, કંકાસ, ખુજલી, જુગાર, પરાઈ સ્ત્રી મૈથુન, દારૂ આહાર અને નિદ્રા વધારવાં વધ્યા જાય છે. પરંતુ હે મંદ બુદ્ધિવાળા ! એટલું તો નક્કી સમજજે કે કલેશ, ખુજલી, દારૂ, પરાઈ સ્ત્રી સંગ અને નિદ્રા એ પરિણામે સુખ કર્તા નથી તે નથીજ. માટે તારીજ બુદ્ધિને તારો વજીર માનીને ઉંડો વિચાર કરી તારૂં કામાંધપણું છોડી દે ! વળી એક રાજપત્નિ તરીકે હું તારી માતા સમાન છું. તેથી વાત્સલ્યભાવથી કહુંછું કે મહાન પાપ કર્મો કરીને આ તારી લક્ષ્મીથી મદોન્મત થઈ તું કમાયો છું તેમ ન સમજીશ. પરંતુ જે હમેશાં પોતાના પાપનો પસ્તાવો કરી ઈશ્વરને યાદ કરે છે તેજ આ દુનિયામાં ખરૂં કમાયો છે. સત્ય અને ન્યાયના પાયા ઉપરજ જ્ઞાનની ઇમારત ચણાય છે. માટે સત્ય અને ન્યાય તરફ જો.

आचारः प्रथमोधर्मः धर्मस्य प्रभुरच्युतः ।

એમાં આચારનો અર્થ સદ્વર્તન કરવાનો છે. સારા આચરણ એજ ધર્મનું પહેલું પગથીઉં છે.

શ્રી મહાભારત ના અનુશાસન પર્વમાં કહ્યું છે કે-

आचार लक्षणो धर्मः संतस्त्वाचार लक्षणाः ।
आगमा नाहि सर्वेषामाचाराः श्रेष्ठ उच्यते ॥ १ ॥
आचार प्रभवो धर्मोः धर्मादायुर्विवर्द्धते ।
आचारा ल्लभते ह्यायु आचारा ल्लभतेश्रियम् ॥२॥

અર્થ—ધર્મનું લક્ષણ આચાર એટલે સદ્વર્તન છે, મતલબ કે, ટીલાટપકાં કે બહારનો દેખાવ એ કાંઈ ધર્મ લક્ષણ ચિન્હ નથી, પણ રૂડાં આચરણ એજ ધર્મનું મુખ્ય લક્ષણ છે. વળી આચાર એ સત્પુરૂષોનું ખાસ ચિન્હ છે. સર્વ શાસ્ત્રોમાં આચારને શ્રેષ્ટ કહેલો છે. ધર્મની ઉત્પતિ આચારમાંથી થાય છે. ધર્મથી આયુષ્ય વધે છે. સદ્વર્તનથી આયુષ્ય મેળવાય છે. અને સદ્વર્તનથી સંપત્તિ પ્રાપ્ત થાય છે.

સત્ય, પ્રમાણિકપણું, પરોપકાર, અક્રોધ, નમ્રતા, ઉદારપણું, શાંત અને ઉદ્યોગી સ્વભાવ, આત્મસંયમ, વિદ્યા, દયા, હીંમત, ઈશ્વર પ્રીતિ વગેરે સદ્ગુણો સદ્વર્તનને આભૂષણ રૂપ છે. એટલે કે સદ્વર્તનને દીપાવનાર છે. સદ્વર્તનને અંગે ધર્મ, સત્ય, સત્કર્મ, બળ અને લક્ષ્મી સમાએલા છે તે ઉપરથી કહ્યું છે કે:—

धर्मं सत्यं तथा वृतं बलं चैव तथाप्यहं ।
शीलमूला महामाज्ञ सदा नास्त्यत्र संशयः ॥

અર્થ—ધર્મ, સત્ય વૃત, બળ તથા લક્ષ્મી બધાં સ-

દાચરણમાંથી ઉત્પન્ન થએલાં છે તેમાં કાંઈ પણ સંશય નથી મતલબ કે, એ બધાનું મૂળ સદ્વર્તન છે.

તેમાં મુખ્ય સદ્ગુણ સત્ય, ઈશ્વર ઉપર શ્રદ્ધા અને ઈન્દ્રિયોને વશ રાખવામાં સમાએલો છે.

માટે હે ધર્મબંધુ! સત્ય ઉપર ચાલી, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી, ઇંદ્રિયોને કાબુમાં રાખી, મને ધર્મની બ્હેન ગણી મારો અત્રેથી છુટકારો કર.

જે મનુષ્ય પોતાની ભૂલ અથવા અપરાધ જણાઈ આવ્યાથી કબુલ કરીને તેને ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરતો નથી તે સત્યની સડકપર મોજથી ચાલ્યો જાય છે. માટે તમારા તમામ અપરાધોની શ્રી હરિ પાસે વારંવાર માફી માગી, અધર્મથી પેદા કરેલા દ્રવ્યને ધર્મ અને પરોપકાર અર્થે ખર્ચી નાખ; અને સત્યની સડકપર ઉદ્યોગની દુકાન ઉઘાડ કે, સદાને માટે અચળ લક્ષ્મીનો ધણી થવા પામું. નહિ તો હાલની તારી અધર્મની પેદા કરેલી લક્ષ્મી કદાપી ટકી શકશે નહિ. અને ચઢેલો મદ ઉતરતાં વિલંબ થશે નહિ.

જુઓ આપણા ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

> अधर्मोपार्जितं द्रव्य, दश वर्षाणि तिष्टति ।
> प्राप्ते चैकादशे वर्षे समूलंच विनश्यति ॥

ભાવાર્થઃ—અધર્મથી મેળવેલું ધન ઘણામાં ઘણું દશ વર્ષ સુધી રહે છે, અને અગીયારમું વર્ષ આવે છે ત્યારે

સમૂળ નાશ પામે છે, અને પહેલાંની લક્ષ્મી પણ તણાઈ જાય છે.

કુરસિંહ મહાન આવેશમાં આવી, ગંભીર અવાજે બોલ્યો કે, "અરે મારી મનહરણી માનુની! તારી બધી મુદ્દાની વાત હું સારી રીતે સમજ્યો છું! ચાલ બોલ હવે કાંઈ કહેવું છે. તારૂં આવું મધુરૂં ટાયલું સાંભળવાથી મારૂં મન પ્રફુલ્લિત થવાનું નથી. તારી સુંદર છબી મારી આંખો આગળજ રમી રહેલી છે. સ્વપ્નમાં અને જાગ્રતમાં અહોનિશ તનેજ જોયા કરૂં છું. હર્ષઘેલો અને બાવરો તારી પાછળજ બનેલો છું અને શ્રી હરિ નામની માળાને બદલે તારૂંજ ચિંત્વન થાય છે. તારી સુંદર આકૃતિ, તારાં નખરાં અને તારી મધુરી વાણી મારા હૃદયપટમાં કોતરાઈ ગઈ છે, તે આ જન્મે તો ભુંસાવાની છેજ નહિ, માટે માન "સંગ તેવો રંગ કરવો પડશે" મહેનત ફોગટ જવા દેનાર નથી; અને હાથ આવેલા શિકારને છોડનાર નથી. જોઉં છું કે, તારી સ્ત્રીહઠને વળગી રહી કયાં સુધી નહિ માને. નહિ તો બળાત્કારે આધીન કરીશ.

આ સાંભળતાંજ મહારાણી તેજબા અત્યંત આક્રંદ કરતી આંખો મીંચી જાણે નખાઈ ગયાં જેવી સુમ બની ગઈ. ગાત્ર શિથીલ થઈ ગયાં, અને માથે હાથ મુકી ઘણો શોક કરવા લાગી. થોડીવાર સુધી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. છેવટે દયાભરેલે સ્વરે ગદ્‌ગદ્ કંઠે કુરસિંહ પ્રત્યે નિહાળીને કહ્યું કે—

હે મૂર્ખ—વ્યભિચારે કોઈ સુખી થયું નથી અને ભવિષ્યમાં કોઈ થનાર નથી. રૂપ અને લાવણ્યતાની અદ્ભૂતતા જોઈ, કામાંધપણે પાપવૃત્તિઓને વધારશે તો તારૂં આવતું ભવિષ્ય જરૂર ભયંકર સમજજે. હોઠ પીસી દાંત કકડાવી ગુસ્સાથી બોલી કે, દુષ્ટ વિકારથી વ્યાકુળ થએલા તારા વિચારને નષ્ટ કર! મારા શીયળનું રક્ષણ કરવાને હું મરતાં સુધી પણ તૈયાર છું. અનેક મહાન પુરૂષો પણ કહે છે કે-

वरंमृत्युर्न शीलस्यभंगो येताक्षतः व्रतः ।
देवत्वं लभत याति नरकं तुं क्षत व्रतः ॥

મરણ પામવું તે ઉત્તમ છે, પણ શીયળનું ખંડન કરવું તે યોગ્ય નથી. પૂર્ણ વ્રતવાળા મનુષ્યો દેવપણું પામે છે. ખંડિત વ્રતવાળા મનુષ્યો નરકમાં જાય છે.

ખેદભર્યા વિચારોથી લાંબો નિસાસો નાંખીને બોલી જે, ભાગ્ય આધીન તારા પંઝામાં સપડાઈ મહાન વિપત્તિમાં આવી પડી છું. તે મારા શીયળવૃત્ત વડે કરીનેજ શ્રી હરિ સહાય થયા સિવાય રહેનાર નથી. ઓ દુષ્ટ! પાષાણ જોડે રત્નનો, વિષ જોડ અમૃતનો અને લીંબડાની જોડે કલ્પવૃક્ષનો સંબંધ હોઈ શકેજ નહિ.

તારી બુદ્ધિ, તારા પુણ્યની પ્રબળતા અને કર્મોની વિચિત્રતાથી નિર્ભયતા બતાવી સામાને કરૂણાજનક શબ્દોથી વિનવી અત્રેથી છુટકારો ચાહતી હોઉં તો " પાણીમાં મુઠી-

ઓ ભર્યા જેવું " મહાન દુર્લભ સમજજે એમ કહી મહાન હતી તરફ એકદમ ધસ્યો.

તેને જોતાંજ મહારાણીનું હૃદય ભયથી એકદમ કંપી ઉઠયું. તે વખતના ભયાનક સમયની વિચિત્ર ઘટના જોઈ રોમાંચ ખડાં થઈ ગયાં. શરીર પાણી પાણી થઇ ગયું. અને તિરસ્કારદર્શક શબ્દો બોલતાં બોલતાં ' રડતા હૃદયે બેબાકળી બની ગઇ અને મૂર્છાગત થઈ જમીનપર પડી !

નિર્દોષ અને નિરાધાર મહારાણી મૂર્છિત થયા બાદ કુરસિંહ મનની સાથે ખેદ ધરાવતો, ભાગલે પગે પાછો વળી પોતાના સ્થાનકે જઈ વિશ્રાંતિ લેતો બેઠો અને અન્ય સરદારો પણ પોતપોતાની જગ્યાએ વિખરાઈ ગયા.



# પ્રકરણ આઠમું.

ગત પ્રકરણની ઘટનાને બેએક પ્રહર વીત્યા છે. રાત્રીનો અંધારપછેડો ચારે બાજુ પ્રસરી રહ્યો છે. ચંદ્રદર્શન અલોપ થયું હતું, પરંતુ તારાઓનો મંદ પ્રકાશ સ્પષ્ટ-તાથી વિકાસી રહ્યો હતો. સર્વત્ર શાંતિનો પ્રભાવ ખીલી રહ્યો છે. તેમાં મહાન ઉંડા શ્વાસથી મંદ ધ્વની વારંવાર સંભળાતો હતો. તે વખતે ક્રુરસિંહના કેટ-લાક દયાળુ સરદારોના હૃદયમાં ઘટઘટવ્યાપક અંતર્યામી પરમાત્માએ વાસ કર્યો. તેઓના મનમાં અનેક જાતિના તર્કવિર્તકો થવા લાગ્યા; અને ક્ષણે ક્ષણે તેમના હૃદયમાં દયા ઉભરાઈ આવવા લાગી. મહારાણી તેજબા સંબંધી સારા ભાવો અને સારા વિચારો ઉભરાવા લાગ્યા. અને આપસ આપસ મસલત કરી બોલવા લાગ્યા કે, ધન્ય છે મહાન સતી આર્ય અબળાને! આ દુષ્ટાત્મા પિશાચ ક્રુર-

સિંહને હજારો વાર ધિક્કાર છે કે, અનહદ ધનસંપત્તિનો સ્વામી હોવા છતાં નિર્દોષ અને નિરાધાર અબળા ઉપર આટલો જુલમ ગુજારી રહ્યો છે! હવે શી વ્યવસ્થા કરવી આવશ્યક છે; તેનો નિર્ણય આપણે તત્કાળ કરવો જોઇએ, અને આ નિરાધાર અબળાને દુ:ખથી મુક્ત કરવી જોઇએ. એટલે એક સરદારે શાંત મુદ્રાથી વિનયપૂર્વક કહ્યું, કે એ નિર્દોષ અબળાની દયા લાવી તેને મુક્ત કરવાથી આપણી સ્વામીભક્તિને બટ્ટો લાગશે. અને કુરસિંહને પણ "વાડ ચીભડાં ગળ્યા" જેવું; અને "હાથનું કંકણ હાથને કરડ્યા" જેવું થશે. કુરસિંહને આપણા ઉપર પૂર્ણ ભરોસો છે. તે જેમ જળથી અગ્નિ ઉત્પન્ન થાય, ચંદ્રથી અંગારાનો વરસાદ થાય અને અમૃતમાંથી ઝેર પ્રગટ થાય, તેવીજ રીતે આપણે તેને થઈ પડીશું. "ઘર કુટયું તેનું કર્મ કુટયું" એ કહેવત અનુસાર આપણેજ આ બાઇને મુક્ત કર્યાથી કુરસિંહજીની તમામ આશાઓ ધુળમાં મળી જશે.

તે સાંભળી દીર્ઘ વિચાર કરી એક ડાહ્યા અને શાંત સ્વભાવવાળા સરદારે જવાબ આપ્યો કે, ભલે સ્વામિભક્તિને બટ્ટો લાગતો હોય ! પરંતુ આપણા વીર કુરસિંહનો આવો અસહ્ય અન્યાય હું મારી દૃષ્ટિ સમીપ જોઇ શકતો નથી. રૂદન કરતી નિરાધાર અબળાના દુ:ખથી મારૂં હૃદય ચીરાઇ જાય છે. અપરિચિત બાઈ હોવા છતાં તેના કરૂણાજનક રૂદનથી મને અનહદ મમતા ઉત્પન્ન થાય છે. કુરસિંહ ઉપર

તેના આ અનાચારથી ક્રોધરૂપી મહાન ભયંકર અગ્નિજ્વાળા મારામાં પ્રગટ થઈ છે. માટે તાબડતોબ આ બાઇને દુઃખમાંથી મુક્ત કરવા મને બનતી મદદ આપો. તમે ધૈર્યવાન અને સાહસિક છો. માટે આ બાબતમાં તમારાથી બનતો આત્મભોગ આપવામાં પાછા ન હઠો. અકસ્માત દુર્ભાગ્યવસાત્ સપડાએલી બાઇને આવા વિકટ સંકટમાંથી મુક્ત કરતાં સત્યનો સહાયક શ્રી હરિ આપણને અવશ્ય સહાય થશે, માટે નિર્દયતા જોઇને બેસી ન રહો. સરદારનું આવું બોલવું સાંભળીને ચાર પાંચેક સરદારોનું હૃદય પાણી પાણી થઈ ગયું, તેમનામાં દયા ઉભરાઇ આવી. એક અક્ષર પણ બોલવાની શક્તિ રહી નહિ, અને દરેકની મુખમુદ્રા નિસ્તેજ થઈ ગઈ, અને આ દયાળુ ટોળીએ કુરસિંહ ઉપર તિરસ્કારની વૃષ્ટિ વરસાવી. તેમના ઉપર દયાનું આક્રમણ પ્રસરી ગયું. તેમાંના એક રણધીર નામના સરદારે સિંહ સમાન ગર્જના કરી તમામને ઉદ્દેશીને પોકાર કર્યો કે, મારી આંતરિક ભાવના આપને ખરેખરી રીતે જણાવું છું કે, આપણે આ બાઈને અત્રેથી મુક્ત કરી નિર્ભય જગ્યાએ મુકવીજ જોઈએ આ વાતની ખબર પડતાં ભલે આપણે કુરસિંહની તલવારનાં બળિદાનો થઈને સ્વર્ગમાં સિધાવીએ પણ હીમત હારવાની બીલકુલ જરૂર નથી. ભલે આપણા કુરસિંહજી આપણા ઉપર ક્રોધ કરે ( રૂઠે ) પણ સત્યના સહાયક શ્રી વિશ્વંભર આપણને સહાય થશે. શ્રી હરિ સહાય હોય તો

ક્ષણભંગુર દેહ ધરાવનાર પામર માનવીનો ક્રોધ શા હિસા-બમાં છે ? કહ્યું છે કે–

### કવિત.

નગર નરેશ રૂઠે, ખાન સુલતાન રૂઠે;
બડે ઉમરાવ રૂઠે, સો સકલ સહિયે;
ભાઈબંધ બાપ રૂઠે, કાકાહિ કુટુંબ રૂઠે;
સાસરિયે રૂઠે તોહિ, દિલમેં ન લહિયે;
જનનિ જન રૂઠે, સુતા સુત સબ રૂઠે;
અવર પરોસી રૂઠે, તોહુ કહા કહિયે;
કહે કવિ કાન યારો, દિલમેં બિચાર દેખો,
ઇતે સબ રૂઠે-ન પ્રભુ રૂઠો ચાહિયે.

માટે હે બંધુઓ ! કોઈપણ જાતનો સંશય રાખ્યા સિવાય આ સાહસ ખેડવામાં પાછી પાની કરવાની જરૂર છેજ નહિ, દાન કરતાં દયા ચઢી જાય છે. જુઓ થોડુંક દયા વિષે કહું છું તે સાંભળો. તુળસીદાસનું વાક્ય છે કે—

દયા ધર્મકો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાણ.

મનુષ્ય દેહ છે. તે આત્માનું મંદિર છે, માટે તેને ભુંડા વિચાર, ભુંડી વાણી કે ભુંડા વર્તનથી ભ્રષ્ટ કરવું નહિં; પણ રૂડા વિચાર રૂડીવાણી, અને રૂડા વર્તનથી તથા દયાથી પવિત્ર રાખવું. ઈશ્વરની આજ્ઞા પ્રમાણે ચાલનાર નીતિમાન

પુરૂષ ગણાય છે, અને તેવા પુરૂષના હૃદયમાંથી દયા નાબુદ થતી નથી. ભલે દુનીયા આપણને-દયાળુ માનતી હોય છતાં પણ આપણે અપૂર્ણ છીએ એમ સમજવું.

"ભર્યા સો છલકે નહિં, છલકે વો અદ્ધા,
ઘોડા સો ભૂંકે નહિ ભૂંકે વો ગદ્ધા."

દયાની સાથે ધર્મ સમાએલો છે, જેમ પ્રારબ્ધની જોડ પુરૂષાર્થ સમાએલો છે, તેમ મનુષ્ય માત્રનો ધર્મ શું છે. દયા, દાન અને દીનતા એ ત્રણનો સંગ્રહ કરવો. જો તવંગર પુરૂષ દયાવાન હોય તો તેને આ દુનિયામાં ઉમદા ફરજ બજાવવાની એટલીજ છે કે વિદ્યાદાન, સદાવૃત, અનાથ આશ્રમ, વાવ, કુવા, ધર્મશાળાઓ, બંધાવવાં જોઇએ. ઢોરોને માટે પાણીના હવાડા ભરાવવા જોઇએ. પરબો મંડાવવી જોઇએ અને પ્રસંગોપાત દરેક ધર્મકાર્યમાં આગળ પડતો ભાગ લઈ પોતાના ભાવિષ્યના જન્મનો ઉમદા ખજાનો પૂર્ણ રીતે ભરવા આકાંક્ષા ધરાવવી જોઇએ, અને ગરીબોએ યથાશક્તિ દયાનો ઉપયોગ કરવો જોઇએ. જેવું કે કીડીઓનાં કીડીઆરાં પુરવાં, પક્ષીઓને માટે મુંઠી અનાજ નાંખવું જળ સ્થળમાં માછલાંને લોટ નાંખી સંતોષવાં તથા શ્રીમાનને સુચવી કંગાલ અને અનાથોને બનતી મદદ કરવી. વિગેરે થોડી શક્તિવાળાની દયાનો સરળ માર્ગ છે.

વળી કહ્યું છે કે:—

" દયા સમાન સુપુણ્ય નહિ, ભજન સમો નહિ જાપ;

સત્ય સમાન સુધર્મ નહિ, જૂઠ સમું નહિ પાપ. "

એ પ્રમાણે રણધીરસિંહજીએ વિવેચન કર્યું. બાદ દયા–ભરી ટોળીએ સર્વાનુમતે માથું નીચું નમાવીને તે વયોવૃદ્ધ સરદારની આજ્ઞા માથે ચઢાવી કુરસિંહની અધમ ઇચ્છા નષ્ટ થવાની હશે. વિધીના સંસ્કાર એટલાજ હશે! મનુષ્યની ઇચ્છા કરતાં ઇશ્વરની ઇચ્છા ઉગ્ર હોય છે. માટેજ આપણાં હૃદય દયાથી પાણી પાણી થઈ ગયાં છે. માટે આ કાર્યને મુલ્તવી રાખ્યા શિવાય, આ પવિત્ર ભારતભૂમિમાં હિંદ માતાના સંતાનો તરીકે, એ રાજરાણીને ધર્મભગિની ગણી અત્રેથી ગુપચુપ કોઈ એકાંત અને નિર્ભય સ્થાનમાં મૂકી ચાલ્યા આવવું જોઇએ. પછી તરતજ જાણે શુભ ચોઘડીયું શરૂ થયું હોય તેમ તેજ વખતે તે દયાળુ ટોળી વસ્ત્રાલંકારથી સજ્જ થઇ, શસ્ત્રધારી બની તૈયાર બની ગઇ, અને મધુર કંઠથી, મૃદુતાપૂર્વક રૂદન કરતી, મહારાણી તેજબા પાસે જઇ શાંત અને સ્થિર દષ્ટિથી વિનયપૂર્વક પ્રણામ કર્યા. બાદ રણધીરસિંહજીએ ધીરતાપૂર્વક, વિનય ભરી વાણીથી, કહ્યું કે. હે ધર્મભગિની તમે તમારા શિયળનું સંરક્ષણ, સહનશીલતાથી કર્યું છે. અને સતીપણાની ઉજ્વલ કીર્તિ પ્રાપ્ત કરી છે. દુનિયાંની મહાન સતીઓમાં આપનું નામ અમર થયું છે. આપના સતીત્વપણાના મહાન મનોબળથી દયારૂપી મહામંત્ર, અમારી રગેરગમાં વ્યાપ્ત થએલો છે. જેથી કુરસિંહ-

જીના સેવક હોવા છતાં ધર્મના રક્ષણને માટે સ્વામિભક્તિને બાજુ પર મૂકી, આપને અત્રેથી છુટકારો કરવાને માટે તૈયાર છીએ. કદાચ જાહેર થએ કુરસિંહજીની તલવારના બલિદાન થઈ પડીએ. પરંતુ આપને ધર્મ ભગિની ગણી આવા મહાન સંકટમાંથી મુક્ત કરવા તેમ દુષ્ટ કુરસિંહના જુલ્મી પંઝામાંથી છોડાવવા માટે અમારૂં ધગધગતું મોંઘુ લોહી સમર્પણ કરવામાં અમારૂં મન સ્હેજ પણ ડગે તેમ નથી. માટે અમારા ઉપર પૂર્ણ ભરોંસો રાખી, સત્વરે તૈયાર થઈ વસુંધરાની અરણ્યભૂમિને આપના પવિત્ર ચર્ણસ્પર્શથી પવિત્ર કરો, આવા શબ્દો સાંભળતાંજ વિસ્મિત હૃદયે, આતુરતાથી સ્નેહપૂર્વક તે ધર્મ બંધુઓ તરફ જોવા લાગી, જાણે શોકના તમામ વિચારો એકદમ બદલાઇ ગયા હોય, હૃદયમાંનો ધુંધવાતો અગ્નિ જોતજોતામાં બુઝાઇ ગયો હોય, તેમ સ્હેજ હસ્તે મુખે તે સરદારોને સંબોધીને બોલી કે—હે મ્હારા પ્રાણાધિક પ્રિય ધર્મબંધુઓ દુર્ભાગ્યની પરિસિમાએ પહોંચેલી, દુષ્ટ કુરસિંહના રાક્ષસી પિંજરામાં પુરાએલી એક નિરાધાર અબળાને છોડાવવા ખાતર, આપ ધર્મબંધુઓએ અનહદ સાહસ ખેડયું છે;—જેથી પરમકૃપાળુ પરમાત્મા તમોને ચિરંજીવ રાખો! તમારાથીજ મારો છુટકારો અત્રેથી થએલો છે. એવી કુરસિંહને ખબર પડતાં છંછેડાયેલા નાગની માફક તમોને નડ્યા શિવાય નહિ રહે. પરંતુ વનેવને ફરતી, રખડતી રખડતી આખરે મારા રાજ્યમાં પહોંચીશ.

ત્યારે હૃદયપૂર્વક તમને મદદ કરવા બનતો પ્રયત્ન કરીશ. મ્હારા સ્વામિ, મારા પ્રાણેશ્વર જે સુવર્ણનગરીના નરેશ તે આપનો જીવનપર્યંત ઉપકાર માનશે, અને મારા રાજ્યમાં રહેવા માગશો તો, વંશપરંપરાના ભોગવટાની સરતે, જાગીર કાઢી આપશે, અને રાજ્ય અંગીત સરદારોની ગણત્રીમાં આપની ગણત્રી થશે. મહત્તાભરેલા ઇલ્કાબો બક્ષી, રાજ્ય વફાદારના લીસ્ટમાં આપ ધર્મબંધુઓનું નામ મુબારક રહેશે. એવી મારી ધારણા ફળીભૂત થાઓ! ત્યારબાદ પોતાના હિતચિંતક ધર્મબંધુઓ તરફ સ્નેહપૂર્વક નિહાળતાં વસ્ત્રાલંકારથી સજ્જ થઈ ગુફા બહાર નીકળવા તૈયાર બની ગઈ. ગુપચુપ ધીરેધીરે સાવધાનતાથી એક પછી એક ભોંયરામાંથી ગુફા બહાર નીકળી આવ્યાં. ગુફા બહાર ઉતાવળી ગતિવાળા સર્વોત્તમ અશ્વો તૈયાર રાખવામાં આવ્યા હતા. અશ્વોની પાસે જઇ તે પાંચે સરદારોએ શીર ઝુકાવી જમીન સુધી નીચા નમી વિનયપૂર્વક પ્રણામ કરતાં જણાવ્યું કે, હે ધર્મ ભગિની! આ છ અશ્વ પૈકી ગમે તે અશ્વ ઉપર અશ્વારૂઢ થાઓ! તે વખતે પાષાણવત્ હૃદયથી વીર જવાંમર્દની માફક તે રાજપુત બાળરાણી કુદકો મારી અશ્વ ઉપર અશ્વારૂઢ થઈ! સરદારો પણ એક પછી એક તે ચંચળ અશ્વો પર સ્વાર થયા, એડીની ચાંપમાં ચાંપતા, થનથનાટ કરી નચાવતા નચાવતા, દડાપ દડાપ કરતા, ભારી કદમે દોડાવતા, દોડાવતા શાન્ત રાત્રીમાં તે મહાન અરણ્યમાંથી પસાર થયા.

ગિરિ-ગુફા અને પહાડોની કરોડોમાંથી કેટલાક ગાઉનો પ્ર-
વાસ થઈ ચુકયો છે. તારાઓનો પ્રકાશ ઝાંખો થઈ ગયો છે.
અરૂણોદય થવાની તૈયારી થઈ ગઇ છે. અસ્પષ્ટ છાયા પૃથ્વી
ઉપર પડતી હોય એવો આભાસ થવા લાગ્યો. તે વખતે
અરણ્યના એક ચોગાનમાં રસ્તા ઉપર તે ચંચળ અશ્વોને
ઉભા રાખવામાં આવ્યા. બાદ રણધીરસિંહજીએ કહ્યું કે હે
ધર્મભગિની! હવે અમારી માન્યતા છે કે અત્રેથી આપ ગમે
ત્યાં નિર્વિઘ્ને નિર્ભય સ્થાનકે જઇ શકશો.

આ જગ્યાએથી કોઈ પણ જાતનું ભયંકર પરિણામ
નિપજશે નહિ. એવો અમારો અનુભવ છે. એમ કહી પો-
તાનો પાછા ફરવાનો વિચાર દર્શાવ્યો. પોતાના ધર્મબંધુ-
ઓના વિચારો જાણીને તે સતી બાઇ વસ્ત્ર સંકોચી ધીમે
ધીમે અશ્વ ઉપરથી નીચે ઉતરી અને બોલી કે, આ જન-
શૂન્ય અરણ્યમાં શ્રી મહેશ્વરની સહાયતા શિવાય મને કોઈ-
નો આધાર નથી. આપ ધર્મબંધુઓએ મને નવિન જીવન
બક્ષ્યું છે. તેનો બદલો શ્રી હરિ તમોને આપશે. પરમાત્મા
તમારૂં કલ્યાણ કરશે. એમ બોલતે બોલતે હૈયું ભરાઇ આ-
વવાથી જમીન તરફ નીચી દૃષ્ટિ કરી ચુપચાપ બેસી ગઇ.
બાદ રણધીરસિંહજીએ તે પવિત્ર પ્રતિમા તરફ નિહાળીને
ધન્યવાદની વૃષ્ટિ વરસાવતાં કહ્યું કે હે ધર્મભગિની! નિષ્ઠુર
દૈવે આપના ઉપર નાંખેલી આફતથી અમારાં હૃદય ચીરાઈ
જાય છે, પરંતુ ના છુટકે અમારે પાછા ફરવાની જરૂર છે.

અમારા જીવનપર્યંત અમો તમોને વિસારે મૂકીશું નહિ; ખતોવખત આપના ચર્ણસ્પર્શથી જે ભૂમિકા પવિત્ર હેતી હશે. તે ભૂમિકા ઉપર આવીને આપ ધર્મભગિનીના મુખાર્વિંદના દર્શનનો લાભ લઇ અમારા જીવનનું સાર્થક કરીશું, એટલું કહી વિનયપૂર્વક પ્રણામ કરતા તે પાંચે સરદારો અશ્વારૂઢ થયા. મહારાણીવાળા અશ્વને એક સરદારે પોતાના અશ્વ સાથે દોરી લીધો. અને મંદગતિથી પોતાના અશ્વોને ચલાવતા આગળ વધ્યા. તે સતીબાઇએ જ્યાં સુધી પોતાના ધર્મબંધુઓની પુંઠ દેખાઈ ત્યાં સુધી એકી નજરે જોઇ રહી. ધીમે ધીમે તે પાંચે સરદારો અદ્રશ્ય થતાંજ બેબાકળી બની ગઈ અને છુટે મ્હોંડે રોઈ પડી. આપોઆપ થાકીને શાંત થતાં સ્વસ્થ થઈ. હવે કયે રસ્તે જવું, ક્યાં જવું, એમ વિચારવા લાગી. ચારે બાજુ નજર કરી કરીને રસ્તાને શોધવા લાગી. અશ્વ ઉપર બેસીને ચાલવાના પરિશ્રમથી બન્ને સાથળો અનહદ દુખતી હતી. એક ડગ પણ ભરી શકાય તેમ નહોતું. પરંતુ ભય અને ચિંતાથી શરીરમાં ચૈતન્યતા અલૌકીક પ્રાપ્ત થયું હતું. એટલામાં એક નાના પગરસ્તા ઉપર દ્રષ્ટિ પડતાં સહેજ આનંદ થયો રાજભૂવનમાં રહેનારી અને અનેક દાસ દાસીઓના કોલાહલમાં આનંદ માનનારી મહારાણીને અત્યારે જંગલનાં પશુ પક્ષીઓના કોલાહલથી આનંદ ધારણ કરવો પડયો. દેવતાઓને પણ દુઃખનો વખત આવી જાય છે. તો મનુષ્યનો

હિસાબ શું ! મહાન સતી સીતાજીને અને પરમકૃપાળુ પરમાત્મા રામચંદ્રજીને પણ રાજ્યસુખ તજી જંગલમાં ફરવું પડયું હતું. દેવતાઓનાં વરદાન પામેલા હોવા છતાં પણ નળ અને દમયંતીને વનમાં રઝળવું પડયું હતું, તેમ મહારાણી તેજબાને વનવાસ નિહાળવામાં આવ્યો. અશ્રુથી ગદગદિત થતાં વગડામાં ભૂખ, તરસ અને તાઢ, તાપ વેઠતે વેઠતે એક ડંડી રસ્તે ચાલવા માંડયું. અંતઃકરણમાં દુઃખ અને નિરાશાના શેરડા પડયા જતા હતા. મનમાં અનેક તરંગ કરતી, પગમાં ભરાતાં ઝરડાં ઝાંખરાને દુર કરતી, શ્રી સૂર્યનારાયણ ભગવાન તરફ વારંવાર દ્રષ્ટિ કરતી, વિકટ માર્ગમાંથી પસાર થતાં બોલી કે અરેરે ! દ્રૌપદી જેવી સતીનાં ભર્યા દરબારમાં ચીર ખેંચાયાં હતાં. રાવણના અનાચારથી સીતાજી જેવાં મહાન સતીને રામચંદ્રજીનો વિયોગ વેઠવો પડયો હતો. તો હું પામર જીવ શા હિસાબમાં છું. પરંતુ દરેકની વ્હારે શ્રી હરિને આવ્યા શિવાય છુટકો થયો નથી. તો મને કેમ નહિ ઉગારે ! પરંતુ જે બનવાકાળ છે તેને કોઈ મિથ્યા કરી શકતું નથી. કહ્યું છે કેઃ—

अवश्यं भाविभावानां प्रतिकारो भवेद्यदि ।
तदा दुःखैर्नलिप्येरन्नल राम युधिष्ठराः ॥

"જો ભાવીને મિથ્યા કરી શકવાના હોત, તો નળ રાજા, રામ અને યુધિષ્ટિર દુઃખ પામત નહિ !"

એવી રીતે હૃદયપટમાં અનેક તરંગોને બદલતી, ઘડી-
માં ઉચ્ચ સ્વરે, ઘડીકમાં નમ્ર અવાજે રૂદન કરતી, ડસકાં
રતે ભરતે જંગલ વટાવવા લાગી. પગની અંદર કાંટાઓ
ગતા હતા. કોઈ કોઇ વખતે ઝરડાથી પગો ઉપર ઉઝરડા
તા હતા. અખિલ વિશ્વના અંધકારને નષ્ટ કરનાર શ્રી
ર્યનારાયણ ભગવાનને વારંવાર સંબોધીને કહેતી હતી કે,
પ્રભુ ! હવે મારા ધૈર્યનો અંત આવ્યો છે. માટે મારા
:ખનો અંત લાવ. એવી રીતે સ્તુતિ કરતી કરતી પોતાની
ડતી દશાનો અનુભવ કરતી કરતી વસુંધરાની સપાટીને
પાવી રહેલા તાપથી દઝાતે દઝાતે મધ્યાન્હ સમયે એક
ંદર જળાશય ઉપર આવી પહોંચી. સમયને ઉચીત ધારી
ાંજ સહેજ આશ્રમ લેવા વિચાર ધારી, જળાશયની પાળ
પરના એક આમ્રવૃક્ષ નીચે બેસી આજુબાજુ નિહાળવા
ાગી. પાણીની અંદર સૂર્યકિરણનાં પ્રતિબિમ્બ પડી રહ્યાં
તાં, આજુબાજુના વૃક્ષોના પડછાયા પાણીની અંદર ના-
ાના મોટા હાલ્યા કરતા હતા. મધ્યાન્હનો ઉષ્ણ પવન
ાવા છતાં પણ શરીરને આનંદ પમાડતો હતો. તે વખતે
ામ્રવૃક્ષની ગાઢ છાયા નીચે, સહેજસાજ જમીનને સ્વચ્છ
રી, સુવાની તજવીજ કરી. બાદ મુખ ઉપર સાળુનો પા-
વ નાંખી, આંખ મીંચી, પોતાના પતિદેવનાં સાક્ષાત દર્શન
તી હોય તેવી રીતે ધ્યાનમગ્ન થઈ. એટલામાંજ કંઈક
ાશાજનક શબ્દો સંભળાતા હોય એવી ઝંખના પેદા થઈ,

ચક્ષુ ખોલી ચારે મેર જોવા માંડયું. તો દુર કોઇ ગોવાળ ઢોરોને ચરાવી રહ્યો હોય તેમ માલૂમ પડવા લાગ્યું, એક બાજુએ દુર એક પર્ણકુટી જેવું માલૂમ પડયું. એટલે કાંઇક નવીન અદ્ભૂત શાન્તિ પ્રાપ્ત થઇ હોય તેવી રીતે સહેજ પ્રફુલ્લ વદને વૃક્ષને અઢેળીને બેઠી. એટલામાંજ એકાએક તૃષાથી વ્યાકુળ થએલી ગાયો, દોડતી, બરાડા પાડતી, જળાશય સમીપ આવી પહોંચી, ત્યાર બાદ ક્ષણુવારમાંજ અવસ્થાએ પહોંચેલો ગોવાળ લથડીયાં ખાતો ખાતો તળાવની પાળ ઉપરના રસ્તા ઉપર આવી પહોંચ્યો. અને શ્રી સૂર્યનારાયણુ ભગવાન સામે જોઇ કર્મજ બળવાન છે એમ કહી બોલ્યો કે—

ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्मांड भाण्डोदरे ॥
विष्णुर्येन दशावतार गहने क्षिप्तः सदा संकटे ॥
रुद्रोयेन कपाल पाणिपुटके भिक्षाटनं कारितः ॥
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमःकर्मणे ॥

અર્થ—જે કર્મે બ્રહ્માને બ્રહ્માંડની વચમાં કુંભારનું કામ સોંપેલું છે, વિષ્ણુને દશ અવતારના મોટા સંકટમાં નાંખેલા છે. જે કર્મ મહાદેવજીની પાસે ખોપરીમાં ભીખ મંગાવે છે અને સૂર્યને નિરંતર આકાશમા ભમાવે છે તે કર્મને નમસ્કાર કરૂં છું.

એમ વિનંતિ કરતાં કરતાં તરતજ આમ્રવૃક્ષ તળે નજર

જતાંજ તેજોમય દિવ્ય સ્વરૂપનાં દર્શન પ્રાપ્ત થયાં. આવા નિર્જન વનમાં નિર્ભયતાથી અબળા જાતિને એકલી જોતાંજ કંઇક પૂછવાની અભિલાષાએ ધીરતાપૂર્વક તે બાઇ સન્મુખ આવી વિનયપૂર્વક પ્રણામ કર્યા. અને પૂછયું કે હે ધર્મભગિની ! આપ કયા સ્થાનને શોભાવો છો. તેમ એકાએક આ અરણ્યને રસ્તે કેમ આવવું થયું છે ? તે યોગ્ય લાગે તો જણાવવા કૃપા કરશો. તે સાધુવૃત્તિવાન પુરૂષના વિનયભરેલા તેમ મધુર વાક્યથી તેના તરફ ભાતૃભાવ ઉત્પન્ન થયો અને સ્નેહપૂર્વક નિહાળતાં બોલી કે, હે વીરા ! મારા જેવી નિર્ભાગ્ય અબળાઓ આ સૃષ્ટિમાં જવલ્લેજ હશે. દુર્ભાગ્યવસાત્ અસહ્ય વિપત્તિમાં આવી પડેલી છું. અને સ્વપ્ને પણ નહિ જોયેલા આવા મહાન અરણ્યમાં અથાગ પરિશ્રમે રખડયા કરૂં છું. ભૂખ અને તાપથી ગાત્ર શિથીલ થઇ જવાથી, આ સરોવર કિનારે બેઠી છું આપના બોલેલા શ્લોકથી તેમ વિનયભરેલી વાણીથી આપ સુજ્ઞ અને જ્ઞાની પુરૂષ છો. એમ ધારી મારા ઉપર પડેલી આફતોનું સર્વ વૃત્તાંત નિવેદન કરૂં છું. એમ કહી ભૂતકાળની બનેલી બીનાઓ સવિસ્તર જાહેર કરી. તે નિરાધાર બાઇનો સર્વ વૃત્તાંત સાંભળ્યા બાદ વિનયપૂર્વક બોલ્યો કે હે ધર્મ ભગિની ! સુખ દુઃખનું ચક્રજ છે. તડકો અને છાંયો આવે છે અને જાય છે. મહાન દેવતાઇ પુરૂષો અને સ્ત્રીઓને દુઃખ પડી ચુક્યાં છે. તો મનુષ્ય પામર શા હિસાબમાં છે. જુઓ કહ્યું છે કે—

भर्ता च रामो जनकः पिता च ॥
गुरो वसिष्ठा सकळार्थ सिद्धिः ॥
तथापि सीता अति दुःखमाप ॥
दैवो बलि केवलमिश्वरेच्छाः ॥

માટે હે બાઈ! દુ:ખ વખતે ધીરજ ધરો, પ્રભુ સૌનો રક્ષણ કર્તા છે. ગર્ભમાં રહેલા જીવની સંભાળ કોણ રાખે છે? માટે કીરતાર સમર્થ છે. અને મનુષ્ય પામરની ચીંતા કરવી વ્યર્થ છે. ધ્રુવજીને નાનપણમાંજ વનવાસ ભોગવવો પડયો હતો, અને તેમનું પણ રાખવા સાક્ષાત પ્રભુને આવવું પડયું હતું. દમયંતીને કર્મ આધીન વનવાસ ભોગવવો પડયો હતો. અને કળિયુગે દુ:ખ દેવામાં બાકી રાખી ન્હોતી. પરંતુ આખરે સુખની ઘડી આવી હતી. હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી નરેશને કયાં દુખની મણા હતી? માટે હે ધર્મ ભગિની! આ દુનિયામાં ભાગ્યેજ કોઈ મનુષ્ય મળી આવશે કે, જેને દુ:ખનો અનુભવ ન થયો હોય. સુખને અંતે દુ:ખ અને દુ:ખને અંતે સુખજ હોય છે. ક્ષોભ ન કરો, ધૈર્ય ધરો અને ડગલે ડગલે શ્રી હરિને યાદ કરો. પ્રભુ સ્મરણ કરવાની આ સોનેરી તક તમને પ્રાપ્ત થઈ છે. પ્રભુ જે કરે છે તે સારૂંજ કરે છે, એમ માની તમારા શોકને મુક્ત કરો. એમ કહી તે સતીબાઇને આજીજીપૂર્વક જણાવ્યું કે અહીંઆંથી થોડેજ છેટે મારી મઢુલી છે ત્યાં

પધારો. મારાથી જે બનશે તે સેવા બજાવીશ, અને મારા દુર્ભાગ્યના હૃદયના ઉભરા આપના આગળ વિદિત કરીને આ તુચ્છ જીવનના અધુરા દિવસો પૂર્ણ કરીશ.

હે ધર્મબંધુ ! તમારી આવી વાણીથી મારા હૃદયનો દાહ ઓછો થયો છે. પ્રભુ સહાય થશેજ; એવા મારા હૃદયમાં આશાના અંકૂરો ફૂટયા છે. એમ કહી તે ગોવાળને ખરા મનથી આશીર્વાદ દીધો. બાદ ગોવાળની પાછળ તેની પર્ણ-કુટી તરફ પ્રયાણ કર્યું.



## પ્રકરણ નવમું.

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે તે સતીબાઈ જંગલના વિકટ માર્ગ કાપીને થાકી થાકી લોથ થઈ ગએલી હતી. છતાં પણ ધૈર્યતા-પૂર્વક તે ગોવાળની પાછળ પાછળ તેની મઢુલી સમીપ આવી પહોંચી, ત્યાં પહોંચતાંજ પોતાના અનુપમ સૌંદર્યતાવાળા મહેલોને પણ કોઈ વખત યાદ ન કરે, તેવો અનુપમ આનંદ તેના મુખારવિંદ ઉપર છવાઈ રહ્યો. પર્ણકુટીની ચારે બાજુએ લીંબડાનાં વૃક્ષ આવી રહેલાં હતાં અનેક વેલાઓથી પર્ણકુટી છવાઈ રહી હતી. નવ-પલ્લવ તરૂલતાઓ કુટીને પવનમાં હાલ્યા કરતી હતી. આગળના ચોકમાં તુળસીનુંજ વન હતું. વૃક્ષની ડાળી-ઓમાં પક્ષીઓનું આનન્દિત લલિત સંગીત થયા કરતું હતું. મઢુલીના પાછળના ભાગમાં નાના વહેળાનું વહન થઈ રહ્યું હતું; તે વહેળાની આજુબાજુ લીલી છમ જેવી નાના પ્રકા-રની વનસ્પતિ ઢીંચી રહેલી હતી. આવી રીતની તમામ અ-

લૌકીક લીલા નિહાળતાં જાણે વિચારસમુદ્રને તરીને આનંદસમુદ્રમાં નિમગ્ન થઈ ગઈ હોય તેવા પ્રફુલ્લ વદને મઢુલીની અંદર પગ મૂકયો. મઢુલીની અંદર એક બાજુએ ઠાકોરજીની મૂર્ત્તિ બિરાજમાન કરેલી હતી. એક બાજુએ બેસવાને માટે ઓટો ચણેલો હતો. ઓટાની નીચે ધુણી ધખાવેલી હતી. તેની અંદર એક પ્રચંડ ચીપીઓ ખોસેલો હતો. મઢુલીના એક ભાગમાં ભંડાર હતો. જંગલમાં એકાએક પ્રબળ પુણ્યના પ્રભાવે આવો સંયોગ મળી આવવાથી અસહ્ય દુઃખ વિસારે મૂકી નિશ્ચિંત સ્વરૂપે એક પાથરેલા આસન ઉપર બિરાજમાન થઈ. ત્યાર બાદ તે ગોવાળરૂપી મહાત્માએ તત્કાળ ભંડારમાં દાખલ થઈ ઉત્તમોત્તમ તૈયાર કરેલું દૂધ તથા ભોજન વિગેરે લાવીને રજુ કર્યાં. અરે પ્રભુ! તારાં કર્તવ્યો મહાન ગંભીર છે. મહાન જંગલમાં પણ યોગ્યતા પ્રમાણે ખાવાપીવા તથા રહેવાને માટે તારે સગવડ કરવીજ પડે છે, એમ કહી મનને આશ્વાસન આપતાં તે સતીબાઇએ તે ભોજનનો સ્વીકાર કર્યો. આપેલા ભોજનથી સંતોષ પામતાં બોલી કે, રોગીને વૈદ્ય મળે, રંકને ધન, વાંઝણીને પુત્ર અને આશાવાળાની આશા ફળે, તેમ અત્યારે તમારા અનહદ વિવેકથી દયાભર્યા હૃદયે, મને જે અન્નજળ આપીને મારી ભૂખ, તરસ મટાડી છે; તેથી મારૂં હૃદય આનન્દિત થયું છે.

સજ્જન પુરૂષો સ્વભાવિક રીતેજ પોતાનો વિવેક ચુકતા

નથી. અને તેવા પુરૂષોનો વિવેક અનહુદ હોય છે. કહ્યું છે કેઃ—

उदधिरवधिरुर्व्यास्तं हनुमांस्ततार
निरवधि गगनं चेत्काण्डकोशे विलीनम् ।
इति परिमिति मन्तो भान्ति सर्वेऽपिभावाः
स तु निरवधिरेकः सज्जनानां विवेकः ॥

અર્થ—પૃથ્વીનો અવધિ સમુદ્ર છે, તેને પણ હનુમાન તરી ગયા હતા. જો આકાશ નિરવિધિ હોય તો તે પણ બ્રહ્માંડના કેશમાં લીન થાય છે. એવી રીતે સર્વ પદાર્થો અવધિવાળા જણાય છે. પણ સજ્જન પુરૂષોનો જે વિવેક તે ફક્ત અવધિ વિનાનો છે.

હે ધર્મ બંધુ ! મારા જેવી નિરાધાર વિપત્તિમાં વિંટાયેલી અબળાને આપના આશ્રયથી કંઇક શાંતિ મળી છે. અને આપના વિવેકથી મારા અનહદ દુઃખી મનને સહેજ આનંદ પ્રાપ્ત થયો છે. આ દુઃખમય જગતમાં મારા જેવી નિર્ભાગી અબળા કોઈ જવલ્લેજ હશે ! હું મારી તમામ બીના આપને કહી ચુકી છું. હવે તો આપની આ પવિત્ર મઢુલીમાં આ જન્મ ઉદ્ધાર અર્થે શ્રી મહેશ્વરની નિયમીત્ત પૂજા પ્રાર્થના કરી થોડા દિવસ ગુજારીશ. પછી પ્રભુ ઈચ્છા ! જે બનશે તે ખરૂં.

અત્યાર સુધી મૌન ધારણ કરી રહેલા આપણા ગોવાળરૂપી મહાત્મા મધુર અવાજથી બોલી ઉઠયા કે હે ધર્મ ભ-

ગિની તમારી માફકજ મારૂં હૃદય દુ:ખથી છિન્નભિન્ન થએલું છે. આખું જીવન મારૂં દુ:ખમય ગએલું છે, અને હાલમાં સંન્યાસ ધારણ કર્યા છતાં પણ માયાને દૂર મૂકી વિટંબણાને ટાળી શકયો નથી. મારા જીવનની દુ:ખમય ઘટમાળ આપના આગળ નિવેદન કરૂં છું તે સાંભળો:—દુ:ખી માણુસ પોતાની સમાન સ્થિતિવાળા મનુષ્યને મળતાં પોતાનું દુ:ખ નિવેદન કરી, કંઈક ધૈર્યતા ધારણ કરી મનને પ્રફુલ્લિત કરે છે. તેમજ આજે આપના આગળ મારી દુ:ખમય ઘટમાળનું વિવેચન કરૂં છું.

હું ગુજરાતમાં આવેલા અણુહિલ્લપુરનો નિવાસી હતો. પરંતુ રાજા તરફથી મારા બાપદાદાને અપાએલી વંશપરંપરાના ભોગવટાની જાગીર અણુહિલપુર પાસેના એક ગામડામાં હતી. તેથી આજીવિકાના નિર્વાહ અર્થે ત્યાંજ રહેવામાં આવતું હતું. ગામડાની અંદર અનેક અડચણો પડતી હતી, છતાં "દુઝણી ગાયની પાટુ પણ મીઠા મધ સરખી" લાગે. તેવીજ રીતે અનેક અડચણો નહિ ગણકારતાં ત્યાં મુકામ રાખી દારિદ્રનો નાશ કરવાની ખાતર સતત્ ઉદ્યોગ કર્યા કરતો હતો.

શ્રી મહાભારતના ઉદ્યોગ પર્વમાં ધૃતરાષ્ટ્રે વિદુરજીને પૂછયું હતું કે સમૃદ્ધિ પામવાનાં મૂળ શું છે તે કહો. આથી વિદુરજીએ કહ્યું કે ઉદ્યમી થવું, વિનયથી ચાલવું, ચતુરાઇ રાખવી, સાવધાનપણું રાખવું, ધૈર્ય રાખવું, સ્મરણુશક્તિ

રાખવી, વિચારશક્તિ રાખવી અને વિચારીને કાર્ય કરવા નિરંતર ટેવ રાખવી. ઉપરના ગુણો સમૃદ્ધિ વધારવાનાં અને લક્ષ્મી ઉપાર્જત કરવાનાં મૂળ છે.

આ દરેક વાક્ય હરદમ મને યાદ રહેતાં હતાં, તેથી વિનયથી વર્તી મારા સહવાસી જનોને તેમ કુટુંબી જનોને આનન્દિત રાખી નિયમિત્ત કાર્ય કરતો હતો. એવામાં એકાએક મારા વૃદ્ધ પિતા તાવમાં સપડાયા, અને તેમને પથારીમાંથી ઉઠવાની શક્તિ રહી નહિ; ત્યારે મને પાસે બોલાવ્યો અને કહ્યું કે બેટા! તું વિવેકી છે, બુદ્ધિમાન છે, અને તમામ ગૃહકાર્ય તને પહેલેથીજ સોંપેલું છે તો હવે મને કંઈ પણ ચીંતા નથી. તારા સઘળા સદ્ગુણો જોઇને મારૂં હૃદય ખુશ થાય છે. મારા પિતાના મુખાર્વિંદમાંથી આવા શબ્દો નીકળતાં મારૂં હૃદય શોકસમુદ્રમાં લહેરો ખાવા લાગ્યું. પરંતુ મૌન ધારણ કરી મનમાં ને મનમાં ધૈર્ય ધરી રહ્યો. એટલામાંજ એકાએક પિતાશ્રીની મુખાકૃતિ બદલાઈ ગઈ. અને મારા દુર્ભાગ્યથીજ જોતજોતામાં તેમનો આત્મા આ મૃત્યુલોકમાંથી પલાયન થઈ ગયો. સુખ અથવા તો દુઃખ હંમેશાં સ્થિર રહેતું નથી. એકની એક હાલત કોઇનીજ જવલ્લે જતી હશે. સર્વ દિવસ સરખા જતા નથી. સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ ચાલ્યાંજ જાય છે.

सुखस्यान्ते भवेद्दुखं दुःख स्यान्ते भवेत्सुखम् ।
द्वयमेतद्धि जन्तूनाम लङ्घ्यं दिनरात्रिवत् ॥

અર્થ—જેમ રાત અને દિવસનું ચક્ર ચાલી રહેલું છે; તેમ સુખને અંતે દુઃખ અને દુઃખને અંતે સુખ આવ્યાજ જાય છે.

મારા સુખના દિવસો અદ્રશ્ય થયા, એકાએક મારા ઉપર આફતનો ડુંગર ઢળી પડયો. મારા બાપ દાદાની સંચિત સંપત્તિ બીલકુલ નહોતી. મારી સાધારણ જાગીરથી મારા જ્ઞાતિબંધુઓ મને મોટાઇ આપતા હતા. એટલે બીનસમજે કુલણજી થવાનો સમય આવ્યો, અને મારા પિતાશ્રીની પાછળ બહોળો ખર્ચ કર્યો. એટલે મારા ઉપર દારિદ્રના ભયંકર રૂપનું પગરણ થયું. ચિંતાથી મારા શરીરની જાગૃતિ મંદ પડવા લાગી. પૈસા તરફની અતિશય તંગાશ પડવા લાગી. કુટુંબી જનોનાં પ્રફુલ્લિત વદનો કરમાવા લાગ્યાં. ખરેખર કમબખ્તીનો વખત આવ્યો. કટાણું મોં કરીને ઘરમાં ખુટતી ચીજો લાવવાને માગણીઓ થવા લાગી. મુંઝાઈ મુંઝાઇને આખરે ઉધું ચતું સમજાવી કામ નભાવ્યા કરતો હતો. હૃદયમાં ચિંતા ચચણુવા લાગી, અને તરેહતરેહવાર વિચારસાગરનાં મોજાં મગજમાં ઉછળવા માંડયાં. આખરે શું કરવું એમ કરતે કરતે સટ્ટા કરવાના વિચાર થઈ આવ્યા. પ્રસંગોપાત એક વખતે સટ્ટાનો ઉત્પાતિયો વેપાર કરી બેઠો. ડબોડબ નોટોની નોટો કંઈ પડશે એમ ધારતો હતો. પણ મનના વિચારો મનમાંજ રહ્યા. અને ત્રણુજ કલાકમાં તમામ મિલ્કત ગુમાવી બેઠો. જોતજોતામાં માંડેલો વેપાર સમેટાઈ ગયો; અને આ

ખેદ ભરમનો ભભુકો એકદમ ન નીકળે તેથી મુંગો મુંગો ધીરજથી મનમાં અનેક તરંગોનાં કોકડાં ગુંચવતો ઉપર ઉપરથી બેપ્રીકરાઇ દર્શાવતો ભાવીને યાદ કરતો સમય ગુમાવવાની ખાતર રંગવિલાસમાં નિવાસ કર્યો.

કંગાલમાં કંગાલ મનુષ્યની જો કાંઇ સંપત્તિ હોય તો તે આશાજ છે. તે પ્રમાણે મારી સંપત્તિમાં ફક્ત આશાજ રહી. નિર્બળ માણસને આશાજ બળવાન બનાવે છે. અમ્મર આશારૂપી સંપત્તિ ધારણ કરી જીવન ટકાવવા લાગ્યો. ક્ષુધા રૂપી સ્ત્રીને વરવાથી કુટુંબી જનો ઉપરથી પ્રેમ ઓછો થવા લાગ્યો. ધનનો લોભ નીચ કામ કરાવવામાં બાકી મૂકતો નથી. ધર્મ તથા વિવેકને બાજુપર મૂકી ન્યાયાધિશ કોર્ટમાં જુઠી સાક્ષીઓ આપવાનો ધંધો પકડયો.

મનુસ્મૃતિ અધ્યાય ૮ માંના શ્લોક ૯૩ મામાં કહ્યું છે કે:—

नग्नो मुण्डः कपालेन भिक्षार्थी क्षुत्पिपासितः ।
अन्धः शत्रुकुलं गच्छेद्यः साक्ष्यमनृतं वदेत् ॥

અર્થ—જે જૂઠી સાક્ષી આપે છે, તે નાગો, મૂંડેલો, હાથમાં ખપ્પર લઈ ભીખ માગતો, ભૂખ્યો, તરસ્યો અને આંધળો થઈ શત્રુને ઘેર જાય છે.

ઉપરના શ્લોકનું સ્મરણ હોવા છતાં દારિદ્રના દુઃખે વિમાસણ કરતો, રંક દશાને ધિક્કારતો, તે કામ કર્યા જતો

હતો. પરંતુ તે આવકથી મારા કુટુંબનું પોષણ થઈ શકે તેમ નહોતું. ( બોલતાં બોલતાં કંઠ જાણે ઘણાજ દુઃખથી ગળગળો થઈ જતો હોય એમ ભાસવા લાગ્યું. ચક્ષુમાંથી દડ દડ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો અને મૌન ધારણ કરી રહ્યા. ) તે વખતે મહારાણીએ–ધીર ધરો, ગએલી દીન–દશા યાદ કરીને હૃદયને દુઃખી ન કરો ! એમ કહી કેટલુંક આશ્વાસન આપ્યું. આ અભાગીઆનું વૃત્તાંત સાંભળો કહી તે ગોવાળ રૂપી મહાત્માએ દયામય કંઠે પોતાના જીવનને ધિક્કારતાં પોતાની ગત હકીકત શરૂ કરી. દુર્દશામાં રીબાવું ને ગાલ ઉપર તમાચો મારી લાલાશ દેખાડવી ને સંતોષીમાં ખપવું એના કરતાં ગમે તે પ્રકારે લક્ષ્મી ઉપાર્જીત કરી દારિદ્રનો નાશ કરવો તેની ધુન લાગી. પૈસાની તાણને લીધે કોઈ પણ પ્રકારનો ઉદ્યમ કરવો સુઝયો નહીં. અને આખરે નિરાધાર બની મારી નિર્દોષ કન્યાનો કન્યાવિક્રય કરવાનો વિચાર સુઝયો. કાળાં ધોળાં કર્યા શિવાય લક્ષ્મી ઉપાર્જીત થતી નથી. એ વિચારે ઘર ઘાલ્યું. તેથી વર અધમ કુળનો, નઠારા સ્વભાવનો, પતિત, વૃદ્ધ યા તો નપુંસક હોય તોપણ તેની દરકાર કર્યા શિવાય જે વિશેષ લક્ષ્મી પ્રાપ્ત કરાવી જાય તેને કન્યા આપવી, એ દૃઢ નિશ્ચય થયો. હાથીને અંકુશ, ઘોડાને લગામ, ઉંટ, બળદ તથા પાડાને નાથ; તેમ મનુષ્યને માટે લોકલજ્જા અંકુશ છે. છતાં પણ મેં લોકલજ્જાને બાજુપર મૂકી. કોઈ પણ સંકટમાં ગભરાટના વખ-

તમાં હું શું કરૂં છું તેનો વિચાર કરવો જોઇએ. પરંતુ આ બાબતનો મેં યત્‌કિંચીત્ વિચાર કીધો નહિ. અને મારી ભોળા દીલની લાડકડી કન્યાને કાળા અક્ષરને કુટી મારે એવા અભણુ અને લાયકાત વગરના જડ જેવાને દ્રવ્યના લોભે સોંપી દીધી. એક ઢોર મૂલવીને એક ખીલેથી બીજે ખીલે બાંધી દેવામાં આવે, તેમ મેં મારી અજ્ઞાન બાળકી કન્યાને મુલવી નાંખી. કુવાને મ્હોંઢે ઢાંકણુ હોય પણુ જગતને મ્હોઢે હોય નહિ. ફળીએ ફળીએ, શેરીએ શેરીએ અને સગાં સહોદરમાં મારે માટે વાતો થવા લાગી. ખુલ્લે ખુલ્લું ભોપાળું બહાર પડયું, છતાં પણુ પૈસા આગળ તે વાતોને મેં નજીવી ગણી. માત્ર એક જીંદગીના ભોગ ભોગવવાની ઈચ્છાથી આ કાર્ય મેં હોંસે હોંસે કર્યું, મારી કન્યાના લગ્ન પ્રસંગે એક વિદ્વાન બ્રાહ્મણુ કંઈ કારણુવશાત્ મારા ગામમાં આવી ચડેલો મારી દષ્ટિએ આવ્યો. તેને પ્રેમપૂર્વક મેં આમંત્રણુ કર્યું ને જમવાનું નોતરૂં દીધું. પરંતુ બહારની ઉડતી અફ્વાઓ તેને કાને આવી હતી કે કન્યાવિક્રય કરેલો છે તેથી એકદમ તેનું મગજ તપી આવ્યું. અને મારો અનાદર કરી બોલ્યો કે કન્યાવિક્રય જેવું દુનિયામાં એક પણુ પાપ નથી.

કહ્યું છે કેઃ—

मेरुमंदर तुल्यानि, पापानि विविधानि च।
रुद्र जाप्ये दहेत्तानि, कन्याविक्रय जं विना ॥

શ્રી શંકરના જાપ જપવાથી મેરૂ પર્વત જેટલાં પાપ હોય તે નાશ પામે. પણ તે કન્યાવિક્રયના પાપ શિવાયનાં પાપ. મતલબ કે કન્યાવિક્રય પાપ તો મહાન છે.

માટે હે ભાઈ શા માટે દેખતી આંખે, તારી કુમળી બાળકીને કુવામાં હડસેલી જીંદગીપર્યંતના બળાપા સહન કરવાનું કરે છે. આ દુનિયામાં કોઈ સ્થિર રહ્યું નથી ને રહે-વાનું પણ નથી. ફક્ત તેની કીર્તિ કાયમ રહી જાય છે.

કહ્યું છે કેઃ

अस्थिरं जीवितं लोके अस्थिरे धनयौवने ।
अस्थिराः पुत्रदाराश्च धर्मः कीर्तिर्द्वयं स्थिरम् ॥

પ્રાણી માત્રના જીવતરનો, પૈસાનો, જુવાનીનો, છોકરાનો, બૈરીનો, કોઈનો ભરોંસો નથી. આજ છે ને કાલે નહિ; પણ ધર્મ અને કીર્ત્તિ એ બે તો સ્થિર રહેવાનાં. માણુસ મરી જાય છે પણ તેનાં સુકૃતો વિસરાતાં નથી.

માટે આ દ્રવ્ય તારૂં કલ્યાણ કર્તા નથી. પરંતુ તારી કીર્ત્તિને બટ્ટો લગાડનાર છે. આ લક્ષ્મી તારી પાસે રહેનાર નથી. પરંતુ જે યત્કિંચીત્ તારી પાસે હશે, તે પણ તેની સાથે તણાઈ જશે. જો સાંભળ એક કવિએ કહ્યું છે કેઃ-

લે દીકરીના દામ, ઠામ રહેવાનો તેને,
દુઃખ ટળીને સુખ, કહોજી મળ્યું છે કેને?
રક્ત લક્ષ્મી છે એજ, તેજ ઘરમાં ના વ્યાપે;

કરે કુળનો નાશ, હળાહળ કુમતી થાપે;
ચામનો દામ ઉપજાવીને, તુર્ત તો ખુશી થાય છે.
પણ વિક્રય ધન આવ્યા પછી, હોય તેહ પણ જાય છે.

કન્યાવિક્રયનું અધમ કામ કરનારને પરમેશ્વર શિક્ષા બદલ અવળે માર્ગે બુદ્ધિનો ઉપયોગ કરાવે છે. પરસેવો ઉતારી પેદા કરેલો સુકો રોટલો જે મીઠાશ આપી બુદ્ધિનો ફેલાવ કરે છે તેના કરતાં કન્યાવિક્રયના દ્રવ્યથી ઉત્પન્ન થએલી મીઠાઈ બુદ્ધિને જડ કરી નાંખી તન, મન અને ધનની ખુવારી થાય તેવાં કર્મ કરાવે છે. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને ક્ષુદ્ર એ વર્ણાશ્રમમાં ગણાતી મુખ્ય ચાર જાતોમાં તું ઉચ્ચ બ્રાહ્મણ પંક્તિનો છે; અને બ્રાહ્મણો ધર્મનો બોધ કરનાર હોવાથી ઘણા કાળથી તમામ હિંદુઓ આજ પર્યંત પૂજ્યભાવથી ધર્મરક્ષક તરીકે માને છે. પરંતુ કન્યાવિક્રય જેવા દુષ્ટ કર્મે કરી, તને ધર્મરક્ષકને બદલે ધર્મભક્ષક કહેવાને હરકત નથી. વળી તમે મને ઘણીજ ખુશીથી જમવાનું આમંત્રણ કર્યું, તે તમારા વિવેકને ધન્યવાદ ઘટે છે. પરંતુ ધર્મશાસ્ત્રોનાં વચનો જાણવા છતાં તારો કણ ગ્રહણ કરે તેના જેવો અધમ કોણ હોય ? જુઓ કે જમનાર કેટલો દોષિત છે. તેને માટે ધર્મશાસ્ત્ર શું કહે છે.

हृदयं भक्षति माता पितरः शिर एव च ।
बांधवाः पाणिपादौ च, रुधिरं स्वितरे जनाः ॥

જે કન્યાનું દ્રવ્ય લે છે તે માતા કન્યાનું કાળજું ખાય છે, બાપ કાકા વિગેરે માથું ખાય છે, ભાઈઓ તેના હાથ પગ ખાય છે, અને એવા લગ્નમાં જે માંડવે જમવા રમવા જાય છે તે કન્યાનું રૂધિર પીએ છે.

હરે હરે! પ્રભુ સ્વપ્ને પણ કન્યાવિક્રય કરનાર દુષ્ટનું મુખ જોવું વ્યાજબી નથી.

વળી ધર્મશાસ્ત્ર કન્યાના બાપને માટે પુરાવો આપે છે.

अल्पेनापि हिशुलके न पिता कन्यां ददातियः ।
शैरवं वहु वर्षाणि, पुरिपं मूत्र मश्नुते ॥

કન્યાનો બાપ કન્યા આપવા બદલ થોડા પણ પૈસા લે તો ઘણાં વર્ષ સુધી રૈરવ નામના નર્કમાં પડે છે અને ત્યાં રહ્યો રહ્યો મળમૂત્ર ભક્ષણ કરે છે.

વળી કહ્યું છે કે:–

माता नास्ति पिता नास्ति, नास्ति बंधु सहोदराः ।
त्रयस्ते नरक यांति, कृत्वा दुहितृ विक्रयं ॥

જે કન્યાવિક્રય કરે છે તે માતા માતા નહીં, પિતા નહીં, ભાઈ નહિં અને કુટુંબીઓ કુટુંબી નહિં, તે સર્વે નર્કનાં ભોગવનારાં થાય છે. જો માતાપિતા ભાઈઓ ને કુટું-બીઓ. કન્યાની સાથે ખરૂં સગપણ ધરાવતા હોય તો તેને પશુની માફક વેચી દુઃખ દરિઆમાં વહેતી મૂકે નહીં. પણ માત્ર તે ધનનાંજ સગાં સમજવાં.

कन्या वित्तं गृहेद्योवै, नरके निवसेश्चिरम् ।
तदुत्पन्नं फलं भुक्त्वा पुनश्चांडालतां व्रजेत् ॥

દીકરીના પૈસા ઉપજાવનાર ઘણા કાળ સુધી નર્કમાં પડે છે, અને ત્યાં મહા પાપ ભોગવ્યા પછી ચંડાળને ઘેર જન્મ ધારણ કરે છે.

માટે હે ભાઇ! આવા કુકર્મનો સંગી થવાથી તારો આ ભવ અને આવતો ભવ બગડયો સમજજે.

आमिषं चर्मनं वारि, अमिषं प्रेत भोजनं ।
आमिषं शूद्र शेषान्नं, कन्या द्रव्यं तथा मिषं ॥

ચામડામાં ભરેલું પાણી પીવું, પ્રેતનું ભક્ષણ કરવું તથા શૂદ્રનું ઉચ્છિષ્ટ અન્ન ખાવું, એ બધું માંસ ખાધા બરોબર છે. તેજ પ્રમાણે દીકરીનો પૈસો ઉપજાવી ખાવો, એ એ પણ માંસ ભક્ષણ બરોબર છે.

गायत्रि हरते पापं त्र्यंबके नायुर्वर्धते ।
उभयं रुद्र जाप्येन न कन्या हय विक्रयैः ॥

ગાયત્રીનો જાપ જપવાથી અનેકાનેક પાપનો પ્રલય થાય છે; મૃત્યુંજયનો જાપ જપવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે; રૂદ્રના જાપથી મહા પુન્ય થાય છે. પણ કન્યા-વિક્રયથી ગમે એટલાં પુન્ય કર્યાં હોય અને કરવાની ઇચ્છા બળીને ભષ્મ થાય છે.

भक्षितं चाणुमात्रंयत् , कन्याविक्रय जं धनम् ।
सकुलंतं गृहीतारं नरकं नयति ध्रवम् ॥

કન્યાવિક્રયથી મળેલું ધન કિંચીત્ માત્ર પણ જે કોઈ ભક્ષણ કરે છે, તે પોતાના કુટુંબ સહિત નિશ્ચય નરકે જાય છે.

માટે હે ભાઇ! સિંહનું બચ્ચું ભૂખે મરે તે બહેતર; પણ ઘાસ ખાય નહીં. સતિ સ્ત્રી ગમે તે વિપત્તિમાં આવી પડે પણ તેના શિયળને આંચ આવવા દે નહિ. માટે તમારો આગ્રહ હવે નકામો છે. હુ ગમે તેવી વિપત્તિમાં હોઉં છતાં તમારે ત્યાં જમી શકીશ નહિ. આવા શાણા થઇને તમે જે અવળું પગલું ભર્યું છે. તેનો ડહાપણથી વિચાર કરજો.

એટલું બોલી તે ગૃહસ્થ મને વિનયપૂર્વક પ્રણામ કરતો ત્યાંથી પલાયન થયો. મારી મુખમુદ્રા નિસ્તેજ થઈ ગઈ. મારા હૃદય ઉપર વજ્ર તૂટી પડ્યું હોય એવો આઘાત થયો, મગજ ગુમ થઈ ગયું. મનમાં દુઃખદાયક લાગણી થઇ આવી. પરંતુ સુખ અર્થે સંસારવ્યવહાર નભાવવાની ખાતર આવું મુર્ખાઇ ભરેલું કૃત્ય કરી બેઠો. મેં મારી વિવેકબુદ્ધિથી પહેલાં વિચાર ન કર્યો. ખેર હવે જે બન્યું તે ખરૂં. સૌ સૌના ભાગ્ય મુજબ થયા કરે છે. એમ મનને આશ્વાસન આપતો, બીજા કામકાજની ખટપટમાં રોકાયો. લગ્નનું કામ બેએક દિવસમાં સમેટાઇ ગયું. કન્યાને સાસરે વળાવવાની

તૈયારી થઈ રહી કન્યાને યોગ્ય પોશાક ધારણ કરાવ્યો. બાદ શુભ મુહૂર્ત્ત જોઈને, કઠોર હૃદયના થઇને, તેની વિદાયગીરી કીધી. બિચારી ગરીબ ગાય જેવી બાળકી વયના પ્રમાણમાં ઘણાજ સરળ ભાવથી કરૂણા ઉપજે તેવી રીતે વખતો વખત કુટુંબી જનોને યાદ કરવા લાગી. હૈયું ભરાઈ આવવાથી અતિ મૃદુ સ્વરે, ગદગદ કંઠે, અમો સર્વેએ તેને આશીર્વાદ આપ્યો. તમામ મામલો જોતજોતામાં વિસર્જન થયો. સાળુના પાલવે આંખો લૂછતી તેની માતુશ્રી તથા અન્ય સર્વજનો મારી સાથે ઘેર આવ્યાં.

આ દુનિયામાં સ્ત્રી અને પૈસો એ બે મોહીની રૂપ છે. આવી રીતે પૈસા ઉપાર્જીત થવાથી કંઈક વૈભવમાં વધારો થયો. કુટુંબી જનોની સંપૂર્ણ રીતે મરજી સાચવવા લાગ્યો અને આ પૈસો ઉડાઉપણાથી ખર્ચી નહિ નાખતાં વેપારમાં નાંખું એવા તરંગ થવા લાગ્યા. પરંતુ મારી ધારણા મારી પાસેજ રહી, "કીડી સંચરે ને તેતર ખાય," જેના ભાગ્યમાં હોય ત્યાંજ જાય. કન્યાવિક્રયથી પૈસા આવેલા છે. એવી ખબર ચારે બાજુ પ્રસરી રહી હતી. તેથી એક વખતે મધ રાતના શુમારે તનતોડ મહેનત લઇ કેટલાક ચોરોએ મકાનના પાછલા ભાગમાંથી અંદર પ્રવેશ કર્યો. ઘરની કેટલીક ફાલતુ ચીજોને હાથ સરખો પણ અડાડયો નહીં. જાણે તેમને દીવ્ય ચક્ષુ પ્રાપ્ત થયાં હોય તેમ મૂકેલાં નાણાંની પેટીઓ ઉચા-

ચત કરી ચાલતા થયા. સહુવાર થતાં અમારા જાણવામાં આવ્યું "પણ ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રડે" તેમ અમે કંઈ કરી શક્યા નહિ. વિવાહમાં થએલા ખર્ચનો નિકાલ પણ પુરો કરી રહ્યો નહોતો, તેથી દેવાના બોજા તળે આવ્યો, અને લક્ષ્મી પોતાનો માર્ગ કરી ચાલતી થઈ, ક્ષણવારમાં તમામ ધારણ ધૂળમાં મળી ગઈ. ભોગજોગે એક વખતે પાડોશના ઘરમાં લાહ્ય થઇ, તે વખતે હું ઘરમાં નહોતો. મારી સ્ત્રીએ તથા બીજાં કેટલાંક સબંધીજનોએ મહા પ્રયત્ને ઘરની કેટલીક ચીજોને બહાર કાઢવા માંડી, દુનિયામાં દરેક વિશ્વાસુ અને પ્રમાણિક હોતા નથી. કોઇ જોવા આવે, તો કોઈ લાહ્ય હોલવવા આવે, કે ખાસ કરીને ચોરી કરવાજ આવે; તેમ બહાર કાઢેલી ચીજોમાંથી કેટલીક તણાઈ ગઇ. આસપાસ ઘણા માણસો વીંટળાઇ વળેલા હોવાથી પુરતી સાવચેતી રાખી શકાઇ નહિ. પરંતુ ઉલટાં વધારે ગભરાઈ ગયાં, સુસવાટાબંધ પવન ચાલતો હોવાથી તેમ પાણીની ત્રાણી અછત હોવાથી આગનું જોર ઘણું વધી પડયું. અને તેમાં મારૂં મકાન પણ ફુંકાઈ ગયું. અમે સર્વે જનો ચીંથરેહાલ થઈ રહ્યાં, ના છુટકે કોઈ પણ પ્રકારનો ઉપાય નહિ જડવાથી ધર્મશાળાનો આશ્રય મેળવવો પડયો. અમારૂં પરમેશ્વર શિવાય કોઈ મદદકર્તા રહ્યું નહિ. આખરે સત્યજ તરી આવ્યું. કન્યાવિક્રયનું ધન બીજાને પણ તાણતું ગયું. હવે પ્રતિદિને અમારી દારિદ્રતા દ્રઢ થવા લાગી. અ-

મારૂં તમામ ગૌરવ નષ્ટ થયું. નિઃસાસો નાંખી નાંખી દિવસો ગુજારવા લાગ્યાં. એવામાં એકાએક મારી સ્રીને તાવ શરૂ થયો. પૈસાની તંગીને લીધે દવાનો લાભ લઈ શકયો નહીં. દિવસે દિવસે તેનાં ગાત્ર ગળતાં થયાં. પથારીમાંથી ઉઠવાની શક્તિ પણ રહી નહીં, મેં કેટલાક વૈદ્ય મહાશયોને કાલાવાલા કરીને બનતા ઉપચાર કર્યા. પણ વિધિની પ્રતિકુળતામાં સર્વ વ્યર્થ થાય છે. મારા ભાગ્યદોષથી વિઘ્ન આવી પડયું. મારૂં સર્વ નાશ થયું. જોતજોતામાં તેનાં ચક્ષુ એંચાઈ ગયાં અને આ અસાર સંસારમાંથી તેનો જીવન પ્રદીપ બુઝાઇ ગયો. તેની સાથે મારા સંસારિક સુખનો પણ અંત આવી ગયો. મારી સંસારવ્યવહારમાંથી પ્રીતિ ઉઠી ગઈ.

દુનીયામાં મોટામાં મોટી જંજાળ દોલતનીજ હોય છે. પણ મારે તો સર્વસ્વ નાશ પામ્યુંજ હતું. મારા માથા ઉપર કોઈ જાતનો બોજો રહ્યો નહોતો, સંસાર ઉપર તિરસ્કાર થઇ ચુકયો. તેથી હૃદયપૂર્વક બાકીની તમામ જીંદગી ઇશ્વરભક્તિમાં ગાળવી. કોઈ યોગ્ય ગુરૂને શરણે જઈ અને તેને હાથે દિક્ષા લઈ સંન્યાસી થવું, તૃષ્ણાના પાશમાંથી મુક્ત થવું. અને પરમશાંતિની પ્રાપ્તિ અર્થે એકાંતમાં ઇશ્વર ભજનમાં મગ્ન રહેવું, એવો દૃઢ નિશ્ચય થયો. ઘરના તમામ બોજાનું જુસરૂં માથા ઉપરથી કાઢી નાખી એકાએક ચાલી નીકળી અકસ્માત આ પવિત્ર ભૂમિ ઉપર કેટલેક દિ•

વસે આવી ચઢયો. આતુર નેત્રે મેં ચારે મેર દૃષ્ટિ ફેરવી જોવા માંડયું. પહેલું તો કંઇજ માલૂમ પડયું નહિ પણ આ પાછળના વહેળા ઉપર દૃષ્ટિ પડતાં મહાન તેજસ્વી મહાત્માશ્રીના દર્શનનો લાભ થયો. એટલે તરતજ હું તેમના તરફ દોડયો, તેમને પગે પડયો અને વિનયપૂર્વક મેં મારા અંતઃકરણનો ખરો ભાવ દર્શાવી દીધો. તેમણે કહ્યું કે દિક્ષા લઇ જંગલમાં રહી, જો દુનિયાની વસ્તુઓની ઇચ્છા કરશે તો ખરેખર સંસારીજ રહેવાનો. પરંતુ જો મોહનો ત્યાગ કરી, ઇન્દ્રિયો ઉપર જય મેળવી, સંસારિક વિચારોમાં તલ્લીન નહિ રહે તો આખરે પરમપદની પ્રાપ્તી થશે. મેં ગુરૂશ્રીની કહેલી તમામ હકીકતનો સ્વીકાર કર્યો. હે વત્સ ! ગભરાઇશ નહિ. શ્રી મહેશ્વર તારૂં ભલું કરશે. ત્યાર બાદ આ પર્ણકુટીમાં આવ્યા. ગુરૂશ્રી આસન ઉપર બિરાજમાન થયા. અને તેમના ચરણાર્વિંદમાં મસ્તક નમાવી તેઓશ્રીના આસનની સમીપમાં સામે બેઠો. આવા અઘોર અરણ્યમાં ચાલી થાકી પાકી લોથ થઇ ગયો હતો. છતાં પણ આ પવિત્ર ભૂમિમાં આવવાથી ચૈતન્ય પ્રાપ્ત થયું હતું. ક્ષુધા અને તૃષાથી પ્રાણ વ્યાકુળ થઇ ગએલા હતા. તેની મહાત્માશ્રીને ખબર પડતાં મને ભોજનથી તૃપ્ત કર્યો. તે દિવસે ત્યાં નિર્ભયપણે સાદડી બિછાવી રાત્રિ ગુજારી. પ્રાતઃકાળે છિન્નભિન્ન રીતે અનેક જ્ઞાનમય વાતો મને સમજાવી. બાદ વિધિપૂર્વક મને દિક્ષા આપી, સંન્યાસ ધારણ કરાવ્યો અને

આજ મુકામે કાયમ રહેવાનું ફરમાન કર્યું. સંસારની તમામ વિટંબણાને દૂર મુકી તે દિવસથી અત્રે રહુ છું. કોઈ કોઈ વખતે ગુરૂશ્રીનું આગમન થાય છે, ત્યારે તેમની સેવા ઉઠાવી આનંદ માનું છું. પરંતુ ગુરૂશ્રી તરફથી સોંપાયેલી આ ગાયો સંન્યાસ્થ અવસ્થામાં મને બોજારૂપ છે. સંસાર ત્યાગ કરી સંન્યાસી થવા છતાં પણ માયા વળગી રહી છે, તે મારા દુર્ભાગ્યની પરિસીમા છે. તે સતીબાઈ ગોવાળરૂપી મહાત્માનું ચરિત્ર સાંભળી આશ્ચર્યચકિત થઇ. અને મારૂં દુઃખ કંઇજ હિસાબમાં નથી. ધારી ઇશ્વર ભક્તિમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.



# પ્રકરણ દશમું.

અંધારી રાત્રિ પસાર થઇ. પ્રાતઃકાળ થયો. પૂર્વ તરફ ગગનમાં રક્ત રંગ ફેલાઈ રહ્યો. તે વખતે કુરસિંહ તથા તેના સરદારો ઉઘમાંથી જાગૃત થયા. મહારાણીના રક્ષક તરીકે મુકેલા સરદારોએ મહારાણી નહિ દેખાયાથી કોલાહલ કરી મૂક્યો. આજુબાજુ જોતાં નહિ જણાયાથી કુરસિંહના ભયથી આખું શરીર પસીનાથી રેબઝેબ થઇ ગયું. અને વ્યાકુળ ચિત્તે, કંપતા શરીરે, નિસ્તેજ મુખે કુરસિંહની દૃષ્ટિ સમીપ જઇ સન્માનપૂર્વક સલામી આપી અદબ કરી ઉભો રહ્યો. આવનાર સરદાર સામી દૃષ્ટિ કરતાંજ કુરસિંહ વિચારમાં પડી ગયો. અને ક્રોધાવેશમાં આવી બોલ્યો કે, શી ચીંતામાં તારૂં મન પ્રેરાયું છે! દીગ્મૂઢ જેવો કેમ બની ગયો છે. મુખે નિશ્વાસ કેમ નાખે છે એક ઘડીની પણ વિલંબ કર્યા શિવાય એકદમ બોલી નાખ કે શું છે? મહારાજ અણધાર્યો ઉપદ્રવ પેદા થએલ છે. એકાએક મહારાણી અદ્રશ્ય થયાં છે. કઇ વખતે, કોની મદદથી અને

કેવી રીતે અત્રેથી પલાયન થયાં તેની અમને ખબર નથી. આપ જેવા વિકરાળ વાઘના ફડફડાટથી અત્રે કોઈ આવી શકે તેમ નથી. પરંતુ અત્રેથી તેને મુક્ત કરવાને અહીંનાજ કોઈ સરદારોની મદદ હોવી જોઇએ. આવા શબ્દો સાંભળતાંજ પગથી તે માથા સુધી ઝાળ વ્યાપી રહી. નેત્રો લાલચોળ બની રહ્યાં, મગજ ધમધમી ઉઠયું, અને અગ્નિની જવાળા જેવી તીવ્ર દૃષ્ટિ કરી બોલ્યો કે, અરે બદમાશ ! તું શું બોલે છે, કહી મ્યાનમાંથી ઝણઝણાટ કરતી તલવાર ખેંચી સનસનાટ કરતી તેના મસ્તક પર ફેરવવામાં આવી. પણ "જેને રામ રાખે તેને કોણ મારી શકે." તલવાર મસ્તક પર નહિ પડતાં બાજુ પર ઉતરી પડી, એટલામાં એક વયોવૃદ્ધ સરદારે આવી તેનો હાથ પકડી લીધો. અને કહ્યું કે, ઘોર અનર્થ ઉપસ્થિત ન કર, તપાસ કર. આ બિચારા ગરીબ અને નબળાને ન માર. જો સાંભળ કહ્યું છે કે—

अश्वं नैव गजं नैव व्याघ्रं नैव च नैव च ।
अजापुत्रं बलिं दद्यादेवो दुर्बल घातकः ॥

કોઇ ઠેકાણે દેવ અશ્વનું બલિદાન માગતાનથી. તેમ હાથીનું પણ બલિદાન માગતા નથી. તેમ વાઘનું બલિદાન તો સ્વપ્નામાં પણ દેવ માગતા નથી. ફક્ત બકરાનું બલિદાન દેવ માગે છે. તેથી કરી એમ જણાય છે કે, દેવતા પણ દુબળાનોજ વિનાશ કરે છે.

તેમ હે ક્રૂરસિંહજી, તારા ક્રોધના બલિદાનમાં આ ગરીબ સેવકને હોમ માં–એટલે ક્રુરસિંહજીનું મગજ કંઈક ઠેકાણે આવ્યું અને તે સરદારને નિર્ભયપણે રજા આપી. થોડીવારે પોતાના તમામ સરદારોને તે જગ્યાએ એકઠા કર્યા અને ક્રોધાવેશથી સર્વને સંબોધીને કહ્યું કે, હું નિશ્ચયપૂર્વક કહું છું કે–આ છળપ્રપંચ અત્રેથીજ ઉપસ્થિત થએલો છે. મારી દેખતી આંખમાં કોઈએ ધૂળ નાખી છે. હું આવા ભયંકર પ્રસંગ જોઈ શકું નહિ. મારાં વચનોને માથે ચડાવી, સ્વામિભક્તિનો આડંબર બતાવી દગાભરેલું કૃત્ય કયા નીચ પુરૂષે કર્યું છે; તેનો સત્વર તપાસ કરો, નહિ તો કોઈ નિરપરાધી મરણને શરણ થશે. જાઓ તમને બપોર સુધીની મહેતલ આપું છું; તેટલા ટાઈમમાં મારો ચોર મારા સમક્ષ રજુ કરો. કે જેથી તેના રાઈ રાઈ જેટલા ટુકડા કરી સમળીઓને ચારવામાં આવે. તત્કાળ તમામ સરદારો વિખેરાઈ ગયા. અંદર અંદર છુપી રીતે તપાસ ચાલવા લાગી.

રણધીરસિંહજીની ખટપટ દૈવ ઈચ્છાએ કોઇ સરદારના જાણવામાં આવ્યાથી ગુપચુપ સંજ્ઞા ચાલવા લાગી. આમાંથી વિપરીત પરિણામ આવશે. એમ અંદર અંદર વાતો થવા લાગી. આવી રીતે ગુપચુપ થતો બકબકાટ રણધીરસિંહજીના જાણવામાં આવતાંજ ગુસ્સાથી મુખાકૃતિ ફેરવાઈ ગઈ; અને પોતાના અંગિત મિત્ર સરદારોને સાવચેત રહેવાની સૂચના આપી. બોલ્યો કે, હવે આ રાક્ષસી આશ્રય આપણે

તજવીજ જોઈએ. એ વાતનો હું સંકલ્પ કરી ચુકયો છું. આપણા મનોરથ પરમાત્મા પૂર્ણ કરશે. એવું કહેતામાંજ પોતાના અંગિત મિત્ર સરદારોની ચિત્તવૃત્તિ ફેરવાઈ ગઈ. હવે વિલંબ કરવાનું અને ગાફલ રહેવાનું કામ નથી. અંદર અંદર ઝપાઝપી અને મારામારી કરી એક બીજાનો ઘાત થાય તેના કરતાં બહેતર છે કે, અત્રેથી ચુપચુપ ચાલ્યા જવું. દ્રઢ પ્રતિજ્ઞા થઇ ચુકી, મનોબળ સતેજ થયું. ગંભિરતાપૂર્વક. નિર્ભયપણે પોતાની તરફેણના તમામ સરદારોને ઉદ્દેશીને પોતપોતાનું કામ આટોપી, તૈયાર થઇ પોતાની સાથે ચાલવાની પ્રાર્થના કીધી. એટલે ક્ષુધાતુર થએલાઓએ ક્ષુધાને શાંત કરી, શસ્ત્રધારી બની સજ્જ થયા. લુંટમાંથી મળેલું સંચિત દ્રવ્ય, સૌએ પોતપોતાની ગાંઠે બાંધ્યું, બાદ હણહણાટ કરતા હયોને ત્વરાથી તૈયાર કીધા. સૌંદર્યવાન અશ્વો, અને શસ્ત્રધારી યુવકોથી અલૌકિક સૈન્ય તૈયાર થઇ ગયું.

પ્રસન્નતાપૂર્વક પ્રબળ સાહસીક યુવક સરદારો રણધીરસિંહજીની આજ્ઞા થતાંજ અશ્વારૂઢ થયા. અને છેલ્લી વખતની સલામી આપવાને કુરસિંહજી પાસે આવ્યા. જેના મનથી ભારે અનિષ્ટ થએલું લાગતું હતું, જેનું મન શોકસાગરમાં ડુબી રહેલું હતું. અને ઉદાસીપણાથી ઘેરાએલી મ્લાન મુખકાંતિ બની રહી હતી. તેની દ્રષ્ટિ સમીપ એકાએક આમ તૈયાર થએલા સરદારો ભેગા થતાંજ શરીરમાં ક્રોધનો અગ્નિ સળગી ઉઠયો. અને બોલ્યો કે, અરે દુષ્ટો ! અત્રેથી મહારા-

ણીને ખસેડી મારા ચિત્તને ડાંમાડોલ કરનાર તમેજ છો, એમ મને લાગે છે. એકદમ અત્રેથી તમે કયાં જાઓ છો ? જવાનું કારણુ શું છે ? સીધે સીધો જવાબ આપો. નહિ તો હમણાં જોવા જેવું થશે. કુરસિંહુની આવી અસભ્ય જુબાન નીકળતાંજ તેને પહેલેથી દબાવી દેવો યોગ્ય ધારી, રણુધીરસિંહજીએ પોતાની તલવાર મ્યાનથી દૂર કરી બોલ્યો કે, બસ કર. ઝાઝું નહિં બોલ, અમે તને કંઈજ કહેવા માગતા નથી. મોટા દેશાધિપતિ જેટલો મિજાજ રાખતો ચુપ રહે, તારી તમામ હકીકતથી અમે પારંગત થઇ ચુકયા છીએ. હુવે તારી પાસે રહી અમારી કુટેવોનું પોષણુ કરવું નથી. પણુ હુવે આ દુનિયામાં ઉજ્જવળ કીર્તિ પ્રાપ્ત કરવી છે. કોઈ અમર રહ્યું નથી કે રહેવાનું નથી. માટે બસ ! હુવે તારાં લાગ્યાં તુંજ ભોગવ. અમારે અને તારે છેલ્લા રામ રામ.

અરે મૂઢ ! અમારી અહુંમ અંધારી રાત્રી ટળી ગઈ છે, અને ચૈતન્યભાનુ પ્રગટ થયો છે. હુવે તારી લૂંટના દ્રવ્યથી ખજાનો ભરવો છોડી દઈ, દયા, પ્રેમ, ભક્તિ, સત્ય અને ન્યાયથીજ ખજાનો ભરવા માગીએ છીએ સત્ય અને ન્યાયના પાયા ઉપરજ જ્ઞાનની ઈમારત ચણુાય છે; અને એવું જ્ઞાન પ્રાપ્ત થતાંજ આ દુનિયા એક તૃણુવત્ ભાસે છે. હે કુરસિંહ અધર્મ રીતે લક્ષ્મી ઉપાર્જીત કરી અતૂલ્ય ધન સંપત્તિનો સ્વામિ બની ગયો છું. એમ ન સમજીશ. પણુ પણુ જે હંમેશાં પોતાનાં કરેલાં પાપનો પસ્તાવો કરી, હં-

મેશાં ઇશ્વરને યાદ કરે છે. તેજ ખરૂં કમાયો છે. માટે હુ-
જુ પણ તારી દુષ્ટ ભાવનાઓને દુર કરી, ઉચ્ચ ભાવના
રાખી નીતિનો રસ્તો ગ્રહણ કરીશ, તોજ સુખી થઈશ એ
નક્કી માનજે. આ કળિયુગના મહિમામાં હુલકાને ઘેરજ હુ-
વાલદારી હોય છે, નીંચાજ ઉંચી પદવીને પ્રાપ્ત થાય છે.
ઉચ્ચ ગણાતાજ ખોટે માર્ગે વર્તન કરે છે. માટે આવા હુ-
ળાહળ કળિયુગના વખતમાં સમજીને નીતિથી ચાલવુંજ ઉ-
ત્તમ છે. નહિ તો મરણુજ સારૂં છે. તે માટે કહ્યું છે કેઃ—

निरविर्या पृथ्वी, निरोस् धिरसा, निचा महत्वं गता ।
भुपाला निज कर्म धर्म रहिता, विप्रा कुमार्गेरता ॥
भार्या भतृ विरोधनी पर रता, पुत्रा पितुर द्वेसीणा ॥
हा कष्टं खलु वर्तते, धन्या नरा ए म्रताः ॥

(સુભાષીત.)

અર્થ—પૃથ્વી વીર્ય વિનાની થઈ ગઈ. ઔષધીઓમાં
રસકસ રહ્યો નહીં, નીચા માણુસ મોટી પદવીને પ્રાપ્ત
થયા. રાજાઓ પોતાના કર્મ, ધર્મ રહિત થયા, બ્રાહ્મણો
ખોટે માર્ગે ચાલવા લાગ્યા. સ્ત્રી પોતાના સ્વામીની સંગાથે
દ્વેષબુદ્ધિ રાખે છે. અને પરપુરૂષની સાથે પ્રીતિ રાખે છે.
પુત્ર પિતાની સાથે વૈરભાવ રાખે છે. માટે આવા કળિયુગ-
માં જે પુરૂષો મરી ગયા છે. તેને ધન્ય છે.

માટે હે કુશસંહજી મરણુ કંઈ માગ્યું આવતું નથી!
પરંતુ જ્યાં સુધી શ્વાસોશ્વાસ ચાલી રહ્યો છે ત્યાં સુધી કષ્ટ

વેઠીને, ધીરજથી મનોબળને કાબુમાં રાખીને ન્યાય અને સત્યથી ચાલવું એ મનુષ્ય માત્રની ફરજ છે. હવે અમોને અતિકિંચીત્ પણ તમારા સહવાસમાં રહેવું યોગ્ય લાગતું નથી! જ્યાં સત્યનું, નીતિનું કે ધર્મનું બીજ જોવામાં ન આવે ત્યાં કાળાંતરે પણ મીઠાં ફળ ચાખવાં ક્યાંથી જડે? એમ કહી દાંમ્ભિકતાના દોષથી દુષિત હોવા છતાં, અનીતિનો ભંડાર હોવા છતાં, રણધીરસિંહે તેમ તેના અંગિત મિત્ર સરદારોએ સન્માનપૂર્વક પ્રણામ કર્યા અને ત્યાંથી પવનવેગી ઘોડાઓને કાબુમાં રાખતા મંદગતિએ એક પછી એક ભોંયરાની બહાર નીકળવા લાગ્યા.

કુર્રસિંહજીને આટલું કહેવા છતાં પણ તેનું કઠોર હૃદય પીગળ્યું નહિ. પરંતુ ક્રોધથી ધગધગતું લોહી પ્રબળ વેગથી ઉછળવા લાગ્યું. પ્રચંડ વીરતા દર્શાવતો બાકી રહેલા શેષ સરદારોને સંબોધીને કહેવા લાગ્યો કે, આમ વિસ્મિત અને સ્તંભિત થઇ જડ જેવા કેમ ઉભા રહ્યા છો? એ કર્મચંડાળોને એકદમ પકડો, અને મુશકેટાટ બાંધી મારી પાસે રજુ કરો. તેમની મીઠી વાણી અને ડહાપણ-ભર્યા ટાયલાંથી લોભાઓ નહિ. અન્યોઅન્ય વિચાર કરવા ન રહો. હુકમને આધિન સેવકો ભયંકર સિંહનાદ કરતા સંગ્રામાર્થે દુષ્ટ વચનથી તિરસ્કાર આપતા તેમની પાછળ તૂટી પડ્યા, ગુસ્સાના માર્યા જુસ્સાથી તેઓની પાછળ દોડ-ધમાલ કરી મૂકી, પણ તેઓની ઉંચી મૂછ ન રહી. ક્યાં

ઘોડેસ્વાર અને ક્યાં પાયદળ. રણધીરસિંહ અને તેના સરદારોના પવનવેગી અશ્વો, થનથનાટ કરતા, ત્વરિત ગતિથી ક્ષણવારમાં પસાર થઈ ગયા. પાછળ દોડેલા સરદારોએ ધ્યાનપૂર્વક નજર કરી જોયું તો ઘોડાઓના પગના પડછંદાના અવાજ અને ઉડતી રજ શિવાય કંઇજ જોઈ શક્યા નહિ. તેથી ફીકે મ્હોંઢે અંતરની લાહ્ય અંતરમાંજ સમાવી શ્વાસભર્યા પાછા ફર્યા. નાડીઓમાં લોહીનો પ્રબળ પ્રવાહ વહેતો નરમ પડવા લાગ્યો. અને શો ઉપાય કરવો તેની અંદર અંદર મસલત કરતા માર્ગ કાપવા લાગ્યા. એટલામાંજ અકસ્માત્ એક બ્રાહ્મણ રસ્તાની એક બાજુએ વૃક્ષની છાયા નીચે બેઠેલો દૃષ્ટિએ પડ્યો જેની ત્રિપુંડની ત્રણ રેખાઓ લલાટ ઉપર ચળકી રહી હતી. હૃષ્ટપુષ્ટ હોવા છતાં મુખમુદ્રા શાંત દેખાતી હતી. પાઘડીની અંદર ટીપણું ખોસેલું હતું. કોઈ યુવક લડવૈયાની માફક કમર કસેલી હતી. તેથી લાંબી મજલે નીકળેલો છે એમ જણાઇ આવતું હતું તેને જોતાંજ એકાએક તમામ ટોળું તેની આજુબાજુ વીંટાઈ વળ્યું. અને તેમાંનો એક આગળ પડીને બોલ્યો કે, મહારાજ! અમારા પ્રશ્નનો ઉત્તર કહો અને ખરેખરૂં ભવિષ્ય જોઇ આપો નહિ તો જીવતા ઘેર જવા નહિ પામો. બ્રાહ્મણે વિનયપૂર્વક આશિર્વાદ આપતાં કહ્યું કે, અત્યારે મધ્યાન સમયે હું કોઈનું ભવિષ્ય જોતો નથી. તેમ મારા નિયમનો ભંગ કરી હું તમારૂં ભવિષ્ય જોઈ શકીશ નહિ. માટે તમે ત-

મારા માર્ગે સિધાવો. બ્રાહ્મણના મુખેથી આવા શબ્દનો ઉચ્ચાર થતાંજ કેટલાક ઉછાંછળા સરદારોએ તોફાન મચાવ્યું. કંઈ-કનો ગુસ્સો કંઈક નીકળવાનો સમય આવ્યો. કોઈએ લાક-ડીનો ગોદો માર્યો તો કોઈએ થપ્પડ મારી તેની પાઘડી ઉથલાવી નાંખી, તો કોઇએ તેના પોટલાને ઠોકરે ચઢાવ્યું, તો કોઈએ તેના જોડાને ભાલાએ ભેરવી ઉછાળવા માંડ્યા. આ તમામ કષ્ટ વિશ્વકલ્યાણ અર્થે ઉત્પન્ન થએલા પવિત્ર બ્રાહ્મણથી સહન થઈ શક્યું નહિ. તેથી તમામને ઉદ્દેશીને મોટેથી પોકાર કરતો બોલ્યો કે, અરે દુષ્ટો ! અરે ચંડાળો ! અરે અધમ કામ કરનાર પાપીઓ ! દુર હઠો ! દુર હઠો ! નહિ તો શ્રાપ આપીશ. જુઓ બ્રાહ્મણને સતાવ્યામાં કોણ સુખ પામ્યું છે, કહ્યું છે કે:—

## કવિત.

કપિલ જબ કોપે તબ, ભસ્મ કિયો સાગરસુત;
ગૌતમ જબ કોપે તબ, ઈંદ્ર કષ્ટ પાયો હે.
કોપે અગસ્ત જબ, સમુદ્રકું કીનો ખારો;
કોપે દુર્વાસા યદુવંશહિ ગુમાયો હે.
ભ્રગુ જબ કોપે તબ, કૃષ્ણકું લંછન કીનો;
કોપે મચ્છકંધ, કાલ જવ નહિ જલાયો હે.
એસેહિ કલજુગનકે, પ્રતાપ ન કહે જાત;
બ્રહ્મકું સતાયેસે, કોન સુખ પાયો હે ?

માટે હે નરાધમો ! અત્રેથી રસ્તો માપો, નહિ તો દુ:ખમય સ્થિતિમાં આવી પડશો ! આટલું સાંભળતાં છતાં પણ તેનો કેડો મૂકયો નહીં, અને તેને ભગીરથ દુ:ખ આપવા માંડયું. ત્યારે તે બ્રાહ્મણ એકાએક ઉભો થઇ ક્રોધાવેશમાં આવી, તિરસ્કાર પૂર્વક બોલ્યો કે, મારા ઈષ્ટદેવના પ્રતાપથી તેમ મારા જયોતિષના પ્રભાવથી તમોને કહું છું કે, તમે જેની પાછળ અહીં સુધી ઘસડાતા આવ્યા છો, તેનાજ અધિકાર નીચે તેની સેવા બજાવવા જન્મપર્યંત રહેવું પડશે. એમ કહી બ્રાહ્મણે ત્યાંથી માર્ગ કાપ્યો અને બહારવટીઆઓ પણ શ્રાપ સાંભળતાંજ ભયના માર્યા ત્યાંથી પલાયન થયા. અને નિસ્તેજ મુખે કંપતા શરીરે, કરૂણાજનક શબ્દોથી તમામ હકીકત ક્રુરસિંહજી આગળ જાહેર કરી, બ્રાહ્મણે દીધેલા શ્રાપની હકીકત સાંભળી તેનું વજ્રતૂલ્ય હૃદય ધડકવા લાગ્યું ! અને મનમાં સંકલ્પવિકલ્પ થવા લાગ્યા કે કદાપી રણધીરસિંહજીને કોઈ સમર્થ રાજ્યનો આશ્રય મળી જાય, અને તે રાજાને પોતાનુ પૂર્વ વૃત્તાંત જણાવતાં કદાપી મારી તમામ હકીકતથી તેને વાકેફ કરે તો અવશ્ય મારી પાયમાલી થાય. એવા વિચારમાં તેનાં ગાત્ર શિથીલ થયાં માટે આ ગુફાનો ત્યાગ કરવો યોગ્ય છે. વિદેશ ભ્રમણ કરતે કરતે કોઈ યોગ્ય સ્થાન મેળવી લઇશું. એવો તાત્કાલિક દઢ નિશ્ચય કર્યો. અને પોતાના ગુપ્ત સ્થાનમાંથી લક્ષ્મી સમેટવાનું તથા તમામ સરદાર વર્ગને તેમ નોકર

ચાકર વિગેરેને તૈયાર થવાનું ફરમાન કર્યું. તીવ્ર ગતિથી સાએ પોતપોતાને માથે આવેલું કામ કરી લીધું. સરસામાન કેટલાંક ગાડાંઓમાં સેંકાઈ ગયો. અને શુભ ચોઘડીયું જાણે તેજ ઘડીએ આવ્યું હોય તેમ એક મહાન રાજ્યને શોભી શકે એવા દબદબાથી તમામ સરદારો તેમ નોકર ચાકરો રહિત પરદેશગમનનો રસ્તો લીધો. આ તરફ રણધીરસિંહજી તેમ પોતાના અંગિત મિત્ર સરદારોએ સુવર્ણનગરી તરફ કુચ કરી; બહારના એક વિશાળ મેદાનમાં પડાવ નાંખ્યો. અને પોતાની ધર્મભગિની સુવર્ણપુરની મહારાણી તેજબાના દર્શનનો લાભ લેવાની ઇચ્છા થઈ. એટલે પોતાના એકાદ મિત્રને સાથે લઈ સુવર્ણનગરીમાં પ્રવેશ કર્યો. નગરીની અનુપમ છટા જોઈ હૃદય આનંદથી ઉભરાઇ આવ્યું. પ્રસન્ન મુખે રાજગઢી તરફ પ્રયાણ કર્યું. પણ ત્યાં જઇ દરવાનને પુછતાંજ ઘણા વખતથી મહારાણી રાજધાનીમાંથી ગુમ થયાનું તેમ સુવર્ણનગરીના નરેશનું લડાઈમાં પરાજય થઈ કેદ થયાનું તેમ રાજાને એકાએક કેદમાંથી ગુમ થયાની હકીકત સાંભળી. આ તમામ હકીકત રણધીરસિંહના કર્ણસ્પર્શ થતાંજ એકદમ અવાચક થઇ ગયો! શોક અને ક્રોધથી મુખ નિસ્તેજ થઈ ગયુ! મનનો ઉમંગ અદ્રશ્ય થયો. પોતાનો વિચાર સામાના જાણવામાં ન આવે, એ ડરથી એકી સપાટે નગરીમાંથી નીકળી પડાવમાં આવી પહોંચ્યો. અને ભોજન સામગ્રી તૈયાર કરાવી તે દિવસ ત્યાંજ વ્યતીત

કર્યો. અને તેજ વખતે નિશ્ચય કર્યો કે આપણે આપણો ધર્મ પૂર્ણ રીતે બજાવવો જોઇએ. મહારાણીને આપણે ધર્મ ભગિની માની છે. તો સદા તેને સહાય કરવીજ જોઇએ. આપણે એક આફતમાંથી મુક્ત કરી તો ફરી કદાચ કંઈક આફતમાં ઝકડાઈ હશે. રાજા પણ નથી, હવે તેનું રાજ્ય પણ નથી, તો હવે પરમાત્મા શિવાય તેની સંભાળ કોણ લે. માટે જે સ્થાનકે આપણે તેને મુકી છે. તેની આજુબાજુ દરેક સ્થળે તપાસ કરી, તેનું રક્ષણ કરવું એ આપણી પ્રથમ ફરજ છે. માટે કાલ પ્રભાતે તે તરફ પ્રયાણ કરો. રણધીરસિંહજીની આજ્ઞાને સર્વ સરદારે માથે ચઢાવી, રાત્રીનો સમય નષ્ટ થતાંજ પ્રભાતના પહોરે તે તરફ કુચ કરી. પહાડી પ્રદેશોમાં ભટકતા ભટકતા અને ભયંકર સ્થાનકોને જોતા જોતા કેટલેક દિવસે જ્યાં આગળ મહારાણીને મુકવામાં આવી હતી. તે સ્થાનકે આવી પહોંચ્યા. અને ગંભીર વિચાર કરી શોધી કહાડયું કે આ એકજ પગથી શિવાય અત્રે બીજો રસ્તો નથી. માટે આજ રસ્તે તે બાઈ ગએલી હોવી જોઇએ. એમ વિચાર કરી તે તરફનો રસ્તો લીધો. પરંતુ દિવસ વીતી જવા આવ્યો હતો. ધીમે ધીમે અંધારૂં ઓછું થતાંજ રાત્રીનો અંધારપછેડો ફેલાવા લાગ્યો આ વખતે જનશુન્ય અરણ્ય ભયંકર ભાસવા લાગ્યું. પહાડની કરાડોમાંથી સિંહની ભયંકર ઘોર ગર્જના સંભળાવા લાગી. હવે કયાં મુકામ કરવો તેના વિચારમાં પડયા. એટલામાં એક અનુભવીએ કહ્યું કે

આવા અરણ્યમાં ગમે ત્યાં મુકામ કરી પડાવ નાંખવો યોગ્ય નથી. આટલામાં કંઇક જળાશય હોય એવો મને ભાસ થાય છે. કારણ કે હવા હવે કંઈક ભીનાશવાળી લાગે છે. પક્ષીઓનો કોલાહલ પણ તે બાજુ વધારે જણાય છે. માટેજ આજ રસ્તે થોડા ટાઇમમાં આપણને જળાશય હાથ આવવું જોઇએ. માટે સહેજ પણ નહિ રોકાતાં ત્વરિત ગતિએ ચાલવું યોગ્ય છે; અને પડાવ પણ ત્યાંજ નાંખવો ઉત્તમ છે. એ સરદારનું કહેવું દરેકને યોગ્ય લાગ્યું; અને અંધારી રાત્રે એ વિકટ જંગલમાં પ્રયાણ કરવું ચાલુજ રાખ્યું. મધ્ય રાત્રી વીતિ ગઈ છે. તારાઓનો મંદ પ્રકાશ સકળ બ્રહ્માંડમાં પ્રકાશી રહ્યો છે; તે વખતે સુંદર જળાશય સમીપ આવી પહોંચ્યા. દરેકને અત્યત આનંદ પ્રાપ્ત થયો. જળાશયની બાજુના એક વિશાળ ચોગાનમાં પડાવ નાખ્યો. થાકેલાપાકેલા તમામ સરદારો પાણી પીને શાંત થયા. ત્યાર બાદ તે સ્થાનને નિર્ભય સ્થાન માની પ્રસન્ન ચિત્તે એક મોટી ધુણી ધીખાવી, નાના પ્રકારની વાતોથી આનંદ માનવા લાગ્યા. અને કેટલાક સરદારો ગાઢ નિંદ્રાને આધીન થયા. બીજે દિવસે સવારે કસુંબાપાણી થઈ રહ્યા બાદ કેટલાક રસોઈ કરવામાં ગિરફતાર થઈ રહ્યા છે; તો કેટલાક ઘોડાઓના ખરેરા કરવાને તત્પર થઈ રહેલા છે. તો કેટલાક રણધીરસિંહજી જોડે વાતોમાં મઝા માની રહ્યા છે; તે વખતે આપણા ગોવાળરૂપી મહાત્મા ગાયોને પાણી પાવાની ખા-

તર વસુંધરાની તપેલી સપાટી ઉપર દઝાતે, દઝાતે લથડીયાં ખાતે ખાતે, લાકડીને ટેકે ટેકે, જળાશયની પાળ ઉપર આવીને થોભ્યા. અને ચારે દિશામાં આમ તેમ જોતે જોતે, સરદારોના શિરોમણી રણધીરસિંહ તરફ નજર ગઇ. રણધીરસિંહજીની તે તરફજ દૃષ્ટિ હતી. આંખે આંખ સ્હામી મળતાંજ ઈસારત કરી તેને બોલાવવામાં આવ્યો. સંન્યાસી ધીમે પગલે તે તરફ ગયો, અને આશિર્વાદ દીધો.

રણધીરસિંહજીએ વિનયપૂર્વક પ્રણામ કર્યો. અને પૂછ્યું કે, આપનું વિશ્રામસ્થાન કયાં આગળ છે ? અને અત્રેથી કેટલું દૂર છે ? અત્રેથી થોડેજ દૂર છે. એમ કહી હાથની ઇશારત આપી, અને બોલ્યો કે, મારી પર્ણકુટી આપના પવિત્ર ચર્ણ સ્પર્શથી પવિત્ર કરો. હું મારાથી બનશે તે આપની સેવા ચાકરી બજાવીશ, અને મારા ભાગ્યને કૃતાર્થ માનીશ. આવી નમ્ર વાણીથી રણધીરસિંહનું હૃદય એકાએક પીગળી ગયું. અને રસોઇપાણી તૈયાર થાય ત્યાં સુધી પર્ણકુટી તરફ જઇ આવવાનો વિચાર કરી તે સંન્યાસી સાથે પ્રયાણ કર્યું. મઢુલી પાસેની શોભા નિહાળતાંજ તે સતીબાઇની માફક આશ્ચર્યચકિત થયો. અને મઢુલીની અંદર પગ મુકતાંજ તેનું હૃદય આનંદસાગરમાં ડોલાં ખાવા લાગ્યું. અને મહાન સતી તેજબાના દર્શનનો અપૂર્ણ લાભ અકાએક મળી આવ્યો. અને તે બાઇના આસન પાસે આવી ઘુંટણીએ

પડી વિનયપૂર્વક પ્રણામ કરતાં બોલ્યો કે હે ધર્મભગિની ! આ કઠોર હૃદયના પાપી જીવે આપને જનશુન્ય ઘોર અરણ્યમાં એકલાં મૂકી વિદાયગીરી લીધી હતી. તે અત્યારે આપના દર્શનનો લાભ લઈ આપની સેવા બજાવવા હાજર થયો છે. ચ્હેરા તરફ નજર કરતાંજ પોતાનો ધર્મબંધુ જાણીને મંદ હાસ્યપૂર્વક તેનો હાથ પકડી બેઠો કર્યો. અને કુશળ સમાચાર પૂછ્યા. બાદ અત્રે આવાગમન ક્યા કારણથી થયું તે સવીસ્તર હકીકત નિવેદન કરવા વિનંતિ કરી. પોતાને કુરસિંહ સાથે ટંટો થતાંજ પોતાની ટુકડી સાથે ચાલી નીકળ્યાની તેમ સુવર્ણપુર ગયાની, સુવર્ણપુરની હાલની સ્થિતિ તેમ અત્રેનું આવાગમન વિગેરે સ્પષ્ટ રીતે જાહેર કર્યું. પોતાની રાજધાનીની તેમ પોતાના પતિદેવની એ સ્થિતિ સાંભળતાંજ ધુંધવાતા અગ્નિએ હૃદયમાં પ્રવેશ કર્યો ! ચક્ષુ લાલચોળ બની ગયાં ! આખું શરીર કંપાયમાન થઇ ગયું ! અને હાય મારા પતિદેવની શી ગતિ ! એમ બોલતે બોલતે મૂર્છાવશ થઈ. ધરણીપર ઢળી પડી સ્ત્રીનું મોંઘામાં મોંઘું આભૂષણ એ પતિજ છે. તો કઈ અભાગણી આવી હકીકત સાંભળતાં મૂર્છિત ન થાય ! મૂર્છિત થતાંજ રણધિરસિહજીએ સન્યાસીને મદદમાં લઈ ઘટતા ઉપચાર કરવા માંડ્યા. ધીમે ધીમે મહારાણીની સ્થિતિ ચેતન થવા લાગી ! અચેતનપણું નષ્ટ થતાંજ જાણે મર્મવેદનાથી તેનું હૃદય ચીરાઈ જતું હોય તેમ હાથ પ્રસારી પ્રસારી રૂદન ક-

રવા લાગી કે અરે ! કમનશીબ ! અરે દુર્દૈવ,, મારા જેવી અ-ભાગણી આ દુનીયામાં કોણ હશે ? મારા પતિની શી ગતિ હશે ? હે રાજેન્દ્ર ! હાલ કયાં નિવાસ કરતા હશો ? હે વિશ્વે-શ્વર આ પાષાણુવત્ હૃદય ફાટી કેમ જતું નથી ! વિગેરે શબ્દોથી અનહદ રૂદન કરવા માંડયું. આવા અનહદ રૂદનથી રણધીરસિંહનું હૃદય પાણી પાણી થઈ ગયું. તેની ચક્ષુ-ઓમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. અને ગદગદિત કંઠે, દી-નતાથી વિનયપૂર્વક કહેવા લાગ્યો કે, મહાન સતી ધર્મ ભ-ગિની આપ રૂદન ના કરો, આપના રૂદનથી મારૂં હૃદય ચીરાઈ જાય છે. માટે ધૈર્ય ધરો, પરમાત્મા સાનુકુળ થશે. ત્યારે સર્વ વાતે સુખ થશે. અને હું મારી આ પવિત્ર તલ-વારના સોગંદ ખાઇને કહું છું કે જ્યાંસુધી મારા દેહમાં જીવ હશે ત્યાંસુધી આપને તન, મન, ધનથી મદદ કરવા નહિ ચુકુ, હાલ મારી પાસે પચાસ રણશુર સરદારો છે, તેમ એક હ-જાર માણસને બે વરસ સુધી ચાલે એટલું દ્રવ્ય છે. મારા બનતા પ્રયાસે ગમે તેમ સાહસ ખેડી તમારા પ્રબળ શત્રુનો પરાજય કરવામાં યત્કિંચીંત્ વિલંબ નહિ કરૂં. હે ધર્મભ-ગિની ! આ બાબતમાં હવે આપ જરા પણ શંશય ધરાવશો નહિ. હું હવે આજથી રાજેન્દ્રની શોધમાં તેમ લશ્કર એ-કઠું કરવાની ખટપટમાંજ મચ્યો રહીશ.

એમ વિનયભરી વાણીથી મહારાણીને આશ્વાસન આપ-વાથી જેમ આંધળાને દિવ્યચક્ષુ પ્રાપ્ત થએ આનંદ થાય,

જેમ દરિદ્રી માણુસને એકાએક ધનનો લાભ મળે આનંદ થાય, તેમ મહારાણીના મુખાર્વિંદ ઉપર કંઇક આનંદ પ્રકાશીત થયો. અને ગએલું ધૈર્ય ધીમે ધીમે પાછું આવતું જણાયું ત્યાર બાદ વિલંબ નહિ કરતાં તરતજ ત્યાંથી ઉઠવાની રજા માગી. અને કહ્યું કે ફરીથી મને અહીં આવતાં સુધી આ પવિત્ર ભૂમિમાં નિર્ભયપણે રહેજો. એમ કહી ત્યાંથી વિનયપૂર્વક નમન કરી મુકામ પર ચાલતો થયો.



## પ્રકરણ ૧૧ મું.

પૂર્વ તરફ સુવર્ણમય મંગળ પ્રભાત ખીલી નીકળ્યું છે. પક્ષિઓનો આનન્દિત કોલાહલ થઈ રહ્યો છે. તે વખતે ગુરૂશ્રી સાથે સર્વ શિષ્યમંડળ સ્નાનથી પરવારી સંધ્યાપૂજા કરી એક ઘટીકા દિવસ ચઢતાં શ્રીસૂર્યનારાયણ ભગવાનને અર્ઘ આપી મહાદેવ[illegible]ની નિયમીત્ત પૂજા તેમ આરતીની ધામધુમ થઈ રહી. શંખ ફુંકાવા લાગ્યા, ઘંટાઓનો નાદ ગાજવા લાગ્યો, વીણા, મૃદંગ, ઝાંઝ તેમ નગારાનો ઘોર અવાજ થવા લાગ્યો. ગુરૂશ્રીના મુખાર્વિંદમાંથી આરતીના ઉદ્‌ગારો ગાઢા અને ગંભીર અવાજથી નીકળવા લાગ્યા, તીણા અને ઝીણા સુરથી તમામ શિષ્યો સાદમાં પુરતી આપવા લાગ્યા, તે વખતના વિશ્વવ્યાપી ઘોર સંગીતના નાદથી આકાશ પ્રતિધ્વનિત થઈ રહ્યું હતું. તે વખતનું મધુર

સંગીત પોતાના મોહક રણકારથી તેત્રીસ કરોડ દેવોને એકી સાથે ડોલાવી શકે એમ ભાસતું હતું. આરતિ સમાપ્ત થયા બાદ અપકીર્તિ તથા દુઃખને હરનાર સુખની તથા કીર્તિની વૃદ્ધિ કરનાર, ધન, સંપત્તિ તથા સંતાનની ઇચ્છાવાળાની ઇચ્છા પૂર્ણ કરનાર, આરોગ્યને બક્ષનાર, હીનભાગીને ભાગ્યવાન બનાવનાર તેમ સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ કરાવનાર કાળના પણ મહાકાળ મહાન સમર્થ શ્રીમહેશ્વરને સાષ્ટાંગ પ્રણામ કરી ગુરૂશ્રી પોતાના ઉચ્ચ આસને બિરાજમાન થયા. તે વખતે તમામ શિષ્યોએ ૐ નમો નારાયણના ઉચ્ચાર સાથે ગુરૂશ્રીના ચરણારવિંદમાં નમન કરી એક પછી એક પોતપોતાના આસન ઉપર સભ્યતાપૂર્વક બેસવા લાગ્યા. તે વખતે આપણા તરૂણ મહારાજા ચંદ્રકિશોરે પણ ગુરશ્રીના ચરણારવિંદમાં વિનયપૂર્વક મસ્તક નમાવી પોતાના આસન ઉપર બિરાજમાન થયા. ચંદ્રકિશોર ઉપર દષ્ટિ પડતાંજ ગુરૂશ્રીએ વાત્સલ્ય ભાવથી આશીર્વાદ આપતાં કહ્યું કેઃ—હે વત્સ! હવે તારા મહા ભયંકર, દુઃખવર્ધક, નિરાશાજનક દિવસો નષ્ટ થયા છે. તારા ભાગ્યોદયનો આરંભ થઈ ગયો છે. તેમ અત્રેનું અંજળપાણી પૂર્ણ થએલ છે. માટે મારા યોગ બળથી હું તને વિદિત કરૂં છું કે, હવે તારા મૂળ સ્વરૂપની પ્રાપ્તિ થશે, મન વાંચ્છિત ફળ મળશે. તેમ અખુટ ધન સંપત્તિ તથા સામ્રાજ્ય તારા હસ્તગત થશે. તારી કીર્તિનો સર્વત્ર વિસ્તાર થશે. માટે કોઇ પણ પ્રકારના શ્રમ અને

સંકોચ શિવાય મારા મુખમાંથી નીકળેલા ઉદ્ગારોને સત્ય માની નિરાશાવાદી મટી જા. અને અત્રેથી પૂર્વ દિશા તરફ પ્રયાણ કર. મારી આજ્ઞાનો અનાદર ન કરીશ. રાજાએ કિંચિત્ આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું કે મહારાજ હું તદ્દન નિરાધાર બની ગયો છું, મારી પાસે કોઈ પણ પ્રકારનું સાધન નથી. તો મારા ઉદયનો માર્ગ તત્કાળ મને કેમ પ્રાપ્ત થશે?

અરે! એવા નિરાશા ભરેલા વિચાર તારા હૃદયમાં દાખલ ન કર આત્મબળની ન્યૂનતા અને નિરાશાવાદનું પરિણામ એ સંસાર અસાર બનાવી દે છે. માટે હું કહું છું તેજ સત્ય માન–અને સંપૂર્ણ આશાવાદી થા. આપ મહાશયના સહવાસથી પ્રતિદિને હું મારા ગૌરવ અને ગુમાનનો ત્યાગ કરી અચળ પરમપદની પ્રાપ્તિ મેળવવા અભિલાષી બન્યો છું, તેમ વૈરાગ્યવાન મન બનવાથી રાજ્યનો મહાન્ બોજો ઉપાડી લેવા હવે યત્કિંચીત્ ઇચ્છા થતી નથી.

જુઓ કહ્યું છે કેઃ—

> भक्तिर्भवे मरण जन्म भयं हृदिस्थं ।
> स्नेहो न बन्धुषु न मन्मथजा विकाराः ॥
> संसर्ग दोषरहिता विजना वनान्ता ।
> वैराग्य मस्ति किमतः परमर्थनीयम् ॥

શંકરમાં ભક્તિ, હૃદયમાં જન્મ મરણનો ભય, બન્ધુ વર્ગમાં ન=સ્નેહતા, કામોત્પન્ન વિકાર નહિ. સંસર્ગ દોષથી

રહિત અને વિજયવનમાં વાસ હોય તથા જેને વૈરાગ્ય હોય હોય એવા પુરૂષને પછી શાની બીજી કંઈ પણ ઈચ્છા રાખવી પડે?

આપ જેવા પરોપકારી યોગી પુરૂષ જેવું કલ્પવૃક્ષ પ્રાપ્ત થતાં કયો નરાધમ તેનું શરણુ તજી દેશે. પરમાત્માની પરમ કૃપાથી મને જે અલભ્ય લાભ પ્રાપ્ત થયો છે. તે હવે રાજ્યનો મહાન બોજો માથા ઉપર લઇ તેમ સંબંધી જનોની માયામાં લુબ્ધ થઈ, ગુમાવવા ઈચ્છા ધરાવતો નથી.

માટે ગુરૂશ્રી આપના શરણે આવેલાનો ત્યાગ ન કરો! એમ કહી ગુરૂશ્રીના ચરણકમળમાં સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યા. ગુરૂશ્રીએ હાથ પકડી ઉભો કરતાં કહ્યું કે, હે વત્સ! ચિંતા ન કર. તારા અનિવાર્ય શોકને તજી દે. તારી તમામ આકાંશા રાજ્યનો બોજો માથા ઉપર હોવા છતાં, તેમ સંસારવ્યવહારમાં મચ્યા રહેવા છતાં પરિપૂર્ણ થશે. ક્ષત્રિઓનો ખરો ધર્મ ગોબ્રાહ્મણનું રક્ષણ કરવામાં, દેવતાઓનું આરાધન કરવામાં, મહાત્માઓનો સત્કાર કરવામાં, વિદ્વાનોને આશ્રય આપવામાં, તેમ દુષ્ટો અને ચોરોને યોગ્ય દંડ દેવામાંજ સમાએલો છે. તેમ તારા જેવા બાહુબળવાળા અને ઐશ્વર્યવાન રાજાનું પ્રારબ્ધ વનવાસ સેવવામાં હોયજ નહિ. તારા નસીબનો યોગ જીંદગીપર્યંત રાજ્યસુખમાંજ લખાએલો છે. માટે મારૂં વચન યથાર્થ સત્ય માની શ્રી મહેશ્વરનાં દર્શન પ્રાપ્ત કરી અહીંથી પ્રયાણ કરવાને તૈયાર

શા. આજનો શુભ દિવસ ન ચુકીશ. દુષ્ટ વાસનાઓને તારા હૃદયમાં તલમાત્ર પણ અવકાશ ન આપીશ.

વળી કહ્યું છે કે:—

सत्यं रुपंश्रुतं विद्या कौलयं शीलं बलं धनम् ।
शौर्यं च चित्रंभाष्यं च दशै ते स्वर्ग धौनथः ॥

સત્ય, વિનયમુદ્રા, શાસ્ત્રાભ્યાસ, વિદ્યા, કુલીનતા, શીલ, બલ, ધન, શૌર્ય અને યુક્તિવાળું વચન એ દશ મનુષ્યને સ્વર્ગ આપનાર છે. માટે હે વત્સ! ક્ષત્રિયકુળભૂષણ રૂપ નીવડી, રાજપુત સંતાનના કુળ ધર્મ પ્રમાણે વર્તી સત્ય અને ન્યાયના પાયા ઉપર રહી જ્ઞાનની ઈમારત બાંધજે. તેમ રાજ્યલક્ષ્મીનો સદમાર્ગે ઉપયોગ કરજે, જેથી પરમાત્મા તારૂં કલ્યાણ કરશે. તેમ આખરે પરમપદની પ્રાપ્તી થશે. માટે હે વત્સ! ઉત્સાહી બની જા, ધૈર્ય ધારણ કર. અને લેશ માત્ર પણ આળસ રાખ્યા શિવાય અત્રેથી પ્રયાણ કર. આળસ મનુષ્યનો કટ્ટો શત્રુ છે.

જો સાંભળ કહ્યું છે કે:—

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥

આળસ છે. એ એક માણસના શરીરમાં રહેલો મોટો શત્રુ છે. અને ઉદ્યમના જેવો બીજો કોઈ મિત્ર નથી, કે જે કર્યાથી માણસ દુઃખી થતો નથી.

પ્રારબ્ધ શિવાયના હિમ્મતભાગીને સતત ઉદ્યમ કર્યા છતાં સાધારણ વ્યવહાર પણ મહાસંકટે નિભાવી શકાતો નથી.

કહ્યું છે કે:—

पिता रत्नाकरो यस्य लक्ष्मीर्यस्य सहोदरी ।
शङ्खो रोदिति भिक्षार्थी फलं भाग्यानुसारतः ॥

જેનો પિતા રત્નાકર સમુદ્ર છે, અને લક્ષ્મી જેની બ-હેન છે, તથાપિ ભિક્ષાને અર્થે શંખ રૂદન કરેછે. માટે ભા-ગ્યને અનુસરીનેજ ફળ મળે છે.

પરંતુ હે વત્સ ! હું મારા યોગસાધનથી તને વિદિત કરૂં છું કે, તારી ભયંકર આફતો દૂર થશે. તેમ ભવિષ્યમાં મહાન સામર્થ્યવાન રાજા થઈશ. માટે હુવે કોઈપણ પ્રકાર-ની શંકાને ધારણ કરીશ નહિ. વળી વિશેષમાં તને કહું છું કે–તારી અર્ધાંગના મહાન્ સતી છે. તે તારા દુઃખે દુઃખ માનનારી, તેમ તારા સુખેજ સુખ માનનારી છે. તેનો પ્રેમ કૃત્રિમ નથી. સંકટ આવે સ્વાર્થી પ્રેમ તરતજ નષ્ટ થાય છે. પરંતુ સુવર્ણનગરની રાજમાતાને ધન્યવાદ ઘટે છે કે. વિષયાંધના પંજામાં ઝકડાઈ પડ્યા છતાં પોતાના શિયળનું રક્ષણ કરી, સદા તારાજ ધ્યાનમાં નિમગ્ન રહી તારાજ ના-મની માળા અંતરમાં ફેરવ્યા કરેછે. તેમ આ ક્ષણભંગુર દુ-નિયામાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ શત્રને પોતાની ભરજુવાની હોવા છતાં, દષ્ટિ સમીપ નહિ

લાવતાં ફક્ત તારાજ પ્રૌઢ પરાક્રમનું અભિમાન ધરાવી રહી છે.

હાલના જમાનાની કેટલીક સ્ત્રીઓ, નકામી વાતો કરી એક બીજાની ખોદણી કરવામાં, મશ્કરી ઠઠા કરવામાં, તેમ એક બીજાને ઘેર ભટકવામાં, સારા વેશવાળા પુરૂષના સામું જોવામાં, તેમ ઘરની આવક જાવક સામું નહિ જોતાં નકામું ખર્ચ કરવામાં અને સતીત્વપણાનો ખોટો ડોળ દેખાડતી જણાય છે. પરંતુ હે વત્સ! તારી સતી સ્ત્રી એવી સ્ત્રીઓનો સહેજ પણ પ્રસંગ ચહાતી નથી. પણ જે સ્ત્રીઓ પોતાના સ્વામી પહેલાં ઉઠી, સ્વામિની સેવામાં તત્પર રહેતી હોય, સ્વામિનાં માતાપિતાની આજ્ઞા ઉલ્લઘંન ન કરતી હોય, દેવપૂજા તેમ વ્રત, તપ વિગેરે કરતાં સ્વામિની સેવામાં અડચણ પડતી હોય તો સ્વામીસેવા એજ દેવપૂજા છે. એજ વ્રત છે, અને એજ તપ છે. એવું જે માનનારી હોય તેમ સ્વામીની સેવામાંથી વધેલા વખતમાં નીતિનાં પુસ્તકો વાંચનારી, તેમ પોતાના ઘરધંધામાં ત્રેવડ કરનારી, અથવા વધેલા વખતમાં પોતાનાં બાળકોને નીતિની કેળવણી આપવામાં તેમ ભજન ગીતમાં વખત કહાડનારી બાઇને હજાર દરજ્જે ધન્યવાદ આપીને ચ્હાય છે. માટે તારી પતિવ્રતા સતી સ્ત્રી દરેક વાતે ગુણીયલ છે. વળી હે વત્સ ! વિદ્વાન પુરૂષો ધર્મપત્નિ કોને કહે છે. તે સાંભળ કહ્યું છે કેઃ—

कार्येषु मन्त्री, करणेषु दासी।
स्नेहेषु माता, शयनेषु रम्भा॥

धर्मेषु साक्षा, क्षमया धरित्री ।
षाड् गुण्ययुक्ता त्विह धर्मपत्नी ॥

અર્થ—વિચાર કરવામાં પ્રધાનનું કામ કરે છે. એટલે પ્રધાનની પેઠે સલાહ આપે છે; કામ કરતી વેળા દાસીની પેઠે મહેનત લઇને કામ કરે છે; માના જેવો સ્નેહ રાખે છે. શયનને વિષે તો રંભા છેજ; ધર્મ નીતિનાં કામ કરવા વિષે ધણીને સમ્મત રહે છે, અને સહનશીલતા રાખે છે; એવી છ ગુણ ધરનારી સ્ત્રીને વિદ્વાનોએ ધર્મપત્નિ કહી છે. માટે હે વત્સ! તારી સ્ત્રી દરેક વાતે લાયક છે. વળી મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

राज्ञि राष्ट्रकृतं पापं कृतं राज्ञा पुरोहिते ।
भर्तरि स्त्रीकृतं पापं शिष्यपापं गुरौ स्मृतम् ॥

અર્થ—પ્રજાએ કીધેલું પાપ રાજાને લાગે છે, રાજાએ કીધેલું પાપ તેના ગોરને લાગે છે, સ્ત્રીએ કીધેલું પાપ તેના ધણીને લાગે છે, અને શિષ્ય પાપ કરે તે ગુરૂને લાગે છે.

માટે હે વત્સ! પ્રજા પાપ ન કરે તેને માટે યોગ્ય સંભાળ રાખજે અને તારી સ્ત્રી પાપ નહિ કરે એ ખાત્રીથી કહુ છું. પરંતુ જેટલો ભાવ એ તારા તરફ રાખે છે. તેવોજ ભાવ તારો તેના તરફ હોવો જોઇએ. દાંપત્ય પ્રેમ અકુત્રિમ તથા અમર્યાદ હોવોજ જોઇએ. હવે આ વિષે વિશેષ નહિ કહેતાં ટુંકામાં સમાપ્ત કરૂં છું. અને કહું છું કે હવે આળ-

સ રાખ્યા શિવાય શ્રીમહેશ્વરનાં દર્શન કરી. જ્યોતિષ પ્રમાણુમાં કહ્યા પ્રમાણે શુકન જોઈને જલદીથી પ્રયાણ કર.

જો જ્યોતિષ પ્રમાણુમાં કહ્યું છે કે:—

रवो नाग वल्ली वीधौ दर्पणं च,
कुजे धानकं बुधवारे गुडं च,
गुरौ रत्नीका शुक्रवारे दधी च,
शनो वावडींग भक्ष ते कार्यं सीधींम् ॥

જેને કાર્યની સિદ્ધીને અર્થે જવું હોય, તેણે રવિવારને દિવસે પાન ખાઈને જવું, સોમવારને દિવસે દર્પણમાં પોતાનું મુખારવિંદ જોઇને જવું, મંગળવારને દિવસે ધાણા ખાઈને જવું, બુધવારે ગોળ ખાઈને જવું, ગુરૂવારે રાઈના દાણા ખાઇને જવું, શુક્રવારે દહીં ખાઇને જવું, શનિવારે વાવડીંગના દાણા ખાઇને જવું, તો કાર્યની સિદ્ધી થાય છે.

માટે હે વત્સ! આજે સોમવાર છે. તો દર્પણમાં મુખાર્વિંદ જોઇને શ્રીમહેશ્વરને નમન કરીને ચાલતો થા.

એટલું સાંભળતાંજ મુખાવિંદ ઉપર ઉત્સાહનાં ચિન્હ જણાવા લાગ્યાં, અને કંઈક નવીન જીવન પ્રાપ્ત થયું હોય એવું ચૈતન્ય ધરાવતો, તરતજ દર્પણમાં પોતાનું મુખાર્વિંદ જોઈ શ્રી મહેશ્વરના દર્શન અર્થે દેવાલયમાં પ્રવેશ કર્યો. અને ભાવપૂર્વક નમન કરતાં મહેશ્વરની સ્તુતિ બોલવા લાગ્યો.

## સ્તુતિ. ( જંગલા તાલ ૩. )

જય શંકર કૈલાશપતિ શિવ,
પૂરણુ બ્રહ્મ સદા અવિનાશી. ટેક જય.

અંગ વિભૂતિ ગલે મૂંડમાલા,
શીશ જટા જલ ગંગા બિલાસી. જય. ૧

ચંદ્રકલા મસ્તકપર સોહે,
તીન નયન ત્રૈલોકય વિકાશી. જય. ૨

કર ત્રિશૂલ પહરે મૃગછાલા,
સંગ બસે ગિરિજા નિત દાસી. જય. ૩

બ્રહ્માનંદ કરો કરૂણા પ્રભુ,
ભવભંજન ભક્તન સુખરાશી. જય. ૪

## જંગલા તાલ ૩.

શિવ શિવ શિવ શિવ નામ સુમર નર,
સકલ મનોરથ પૂરણુકારી. ટેક શિવ.

રાવણુ નામ લિયો દ્રઢ મનસે,
સકલ દેવ આજ્ઞા શિર ધારી. શિવ. ૧

નંદીગણુ જબ સુમરણુ કીનો,
કાલ પાશ તત્કાલ નિવારી. શિવ. ૨

ઉપમન્યુ મુનિ કરી તપસ્યા,
દૂધ સમુદ્ર કિયો બડભારી. શિવ. ૩

બ્રહ્માનંદ યેહી વર માંગે,
ભક્તિ દાન દીજે ત્રિપુરારી. શિવ. ૪

## ગઝલ તાલ ધમાલ.

સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હોતો એસા હો;
હરે સબ દુ:ખ ભક્તનકે, દયાકર હો તો એસા હો. ટેક.
શિખર કૈલાસકે ઉપર, કલ્પતરૂ વોંકી છાયામેં;
રમે નિત સંગ ગિરિજાકે, રમણુ ઘર હો તો એસા હો. ૧
શીશ પર ગંગકી ધારા, સુહાવે ભાલમેં લોચન;
કલા મસ્તકમેં ચંદરકી, મનોહર હો તો એસા હો. ૨
ભયંકર જહર જબ નિકલા, ક્ષીર સાગરકે મંથનસે;
ધરા સબ કંઠમેં પીકર, વિષંધર હો તો એસા હો. ૩
શિરોંકો કાટકર અપને, કિયા જબ હોમ રાવણુને;
દિયા સબ રાજ્ય દુનિયાંકા, દિલાવર હો તો એસા હો. ૪
કિયા નંદીને જા બનમેં, કઠિન તપ કાલકે ડરસે;
બનાયા ખાસ ગણુ અપના, અમરકર હો તો એસા હો. ૫
બનાયે બીચ સાગરમેં, તીનપુર દૈત્ય સેનાને;
ઉડાયે એક હી શરસેં, ત્રિપુર હર હો તો એસા હો. ૬
દક્ષકે યજ્ઞમેં જાકર, તજી જબ દેહ ગિરિજાને;
કિયા સબ ધ્વંસ પલભરમેં, ભયંકર હો તો એસા હો. ૭
દેવ નર દૈત્ય ગણુ સારે, જપે નિત નામ શંકરકા;
વો બ્રહ્માનંદ દુનિયાંમેં, ઉજાગર હો તો એસા હો. ૮

## ॥ શિવ આરતી. ॥

જય શિવ શિવ શિવ શંકર ગિરિજાધીશા,
જય જય કરૂણા સાગર પશુપતિ જગદીશા;
જયદેવ મહાદેવ. ૧

જૂટ જટા શિર ઉપર સુર, સરિ ધાર ચલે,
ચંદ્રકલા મસ્તકમેં, મુંડન હાર ગલે;
જયદેવ મહાદેવ. ૨

ભાલ વિલોચન સુંદર, કુંડલ કાનનમેં;
ભૂષણુ નાગ વિરાજીત, બાઘાંબર તનમેં,
જયદેવ મહાદેવ. ૩

અંગ વિભૂતિ મનોહર, ગૌર શરીર લસે;
કર ત્રિશૂલ પરશુવર, ગિરિજા સંગ બસે.
જયદેવ મહાદેવ. ૪

ગિરિ કૈલાસ શિખર, શુભ સિંહાસન રાજે;
નંદી ગણુ ગણુનાયક, શોભિત દરવાજે.
જયદેવ મહાદેવ. ૫

રૂષિ મુનિ સુરગણુ મિલકર, મહિમા ગાન કરે;
યોગી જન હિરદેમેં, નિશ દિન ધ્યાન ધરે.
જયદેવ મહાદેવ. ૬

સકલ મનોરથ દાયક, દીનનાં દુઃખ હર્તા;
જન્મ મરણુ ભવ બંધન, હારણુ સુખ કર્તા.
જયદેવ મહાદેવ. ૭

પૂરણ બ્રહ્મ નિરંજન, નિર્ગુણ ગુણરાશી;
સકલ જગત પ્રતિપાલન, કારણ અવિનાશી.

જયદેવ મહાદેવ ॥ ૮ ॥

જો જન શિવકી આરતિ, ગાયન નિત્ય કરે;
બ્રહ્માનંદ સહજમેં સો ભવ સિંધુ તરે ॥

જયદેવ મહાદેવ ॥ ૯ ॥

એવી રીતે મહાન સમર્થ શ્રી મહેશ્વરનાં ગુણગાન કરી, વિનયપૂર્વક નમન કરી, શંકર અને નંદી વચ્ચેથી નીકળવા જતો હતો, તેવામાં એકાએક તેના ઉપર ગુરૂશ્રીની દૃષ્ટિ પડતાંજ સબુર! સબુર! કહીને થોભાવ્યો અને કહ્યું કેઃ—

अजयोर खरयोर मध्ये दंपतीयो गुरु शीष्यो।
नंदी शंकर योर मध्ये हंती पुन्यं पुराकृतम् ॥

બે બકરાંની વચ્ચે રહીને જવું નહિ, બે ગધેડાંની વચ્ચે રહીને જવું નહિ, સ્ત્રી અને પુરૂષ વચ્ચે થઈને જવું નહિ. નંદી અને શંકર બેની વચ્ચે થઇને જવું નહિ અગર જાય તો તેનું પૂર્વેનું પુન્ય પણ નષ્ટ થાય છે.

આ નવીન જાણવાનું મળ્યું તેથી હર્ષ પામી તેને હૃદય મંદિરમાં સ્થાન આપી, ત્યાંથી પાછો ફરી બીજે રસ્તેથી શ્રી ગુરૂ સમીપ આવી સ્વભાવિક આનંદ માનતો વિનયપૂર્વક નમન કરી ઉભો રહ્યો.

ગુરૂશ્રીએ આનન્દિત ચહેરે આશીર્વાદ દેતાં કહ્યું કે હે રાજેન્દ્ર, તારૂં કલ્યાણ થશે. તારી મનોકામના ફળીભૂત થશે, અને નિર્વિઘ્ને તારૂં કામ પસાર થશે. માટે ચિંતાથી તારા ચિત્તને ડામાડોલ કર્યા શિવાય, પ્રફુલ્લવદને અત્રેથી પ્રયાણ કર વળી આ પોપટ એ તારોજ છે. તે એકાએક ઉડતો ઉડતો અત્રે આવી ચઢવાથી ભવિષ્યનો વિચાર કરી રાખવામાં આવ્યો હતો. માટે તેને તું તારી સાથે રાખ. ઘણો વખત થવાથી તેમ રાજ્યનાં નાના પ્રકારનાં સુખોનો ત્યાગ થવાથી એકદમ તું તારી રાણીને ઓળખી શકીશ નહિ પરંતુ આ પોપટજ અત્યંત પ્રીતિપૂર્વક તારી રાણીને જોતાંજ તેને બોલાવશે. તેનેજ તું તારી રાણી જાણજે, અને હાલ જ્યાં તારી રાણીનો નિવાસસ્થાન છે ત્યાંજ તારો મુકામ રાખજે. તેજ સ્થળે થોડા ટાઈમમાં તને યોગ્ય મદદ પ્રાપ્ત થશે.

ગુરૂશ્રીની આજ્ઞાનો આનંદથી સ્વીકાર કરતાં એક રાજા તરીકેના આત્માભિમાનનો ઉદ્ભવ નહિ થતાં તેણે તમામ શિષ્યમંડળને વારંવાર પ્રદક્ષિણા ફરીને નમન કર્યું. બાદ ગુરૂશ્રીના ચરણાર્વિંદમાં મસ્તક મૂકી નમન કર્યું. અને ગદ્ગદિત કંઠે કહ્યું કે હે પ્રભુ જ્યારે જ્યારે સંકટને સમયે આપને યાદ કરૂં ત્યારે ત્યારે દર્શન આપવા ન ચુકશો! એટલી મારી આકાંક્ષા આપ અવશ્ય તૃપ્ત કરશોજ. ગુરૂશ્રીએ મંદ હાસ્ય પૂર્વક કહ્યું કે હે રાજેંદ્ર તે વાતે તું નિર્ભય રહેજે.

જ્યારે તું તારા સંકટ વખતે યાદ કરીશ તે વખતે તને દર્શનનો લાભ આપીશ. એમ કહી ત્યાંથી પ્રયાણુ કરવાને આજ્ઞા આપી. આજ્ઞાને શિર ચઢાવી પોપટને સાથે લઇ ગુરૂશ્રીને, શિષ્યમંડળને તેમ ધરતી માતાને નમન કરતો પંથે પળ્યો.

ત્યાંથી અરણ્ય વટાવતો નર્મદાની તીરે તીરે નાનાં નાનાં ગાંમડાંઓમાં ભટકતો ભટકતો, નાના પ્રકારનું નિરક્ષણુ કરતો કરતો, ઉત્સાહપૂર્વક નાના પણુ નર્મદા કિનારાને લીધે મનોહર દેખાતા ગામના પાદરે આવી ચઢયો. ક્ષુધાથી તેમ થાકથી નરમ થઈ ગયો હતો, પણુ લાલિમા મિશ્રિત મનોહર ગૌરવર્ણું ચહેરો ઉતર્યો નહોતો. તેના તેજોમય મુખારવિંદ સામું જોતાંજ કોઇ ભાગ્યવાન પુરૂષ છે. તેમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. એવામાં તે ગામનો વયોવૃદ્ધ પટેલ નર્મદામાં સ્નાન કરી લાકડીને ટેકે ટેકે ધીમે ધીમે ચાલતો ત્યાંજ આવીને ઊભો. અને ચંદ્રકિશોરને જોતાંજ વિનયભરી વાણીથી રામરામ કરી પૂછવા લાગ્યો કે હે ભાઈ, આપ કોણુ છો ? કયા કારણુથી આ બાજુએ પ્રવાસે નીકળી ચુકયા છો. તે હરકત ન હોય તો જણાવવા કૃપા કરશો. ચંદ્રકિશોરે મંદ હાસ્યપૂર્વક તે વયોવૃદ્ધ પટેલને દ્વિકુસ્ત જોડી નમન કરતાં કહ્યું કે મુરબ્બી ભાગ્યવશાત્ ફરતો ફરતો અત્રે આવી ચઢેલો છું. આ જીંદગીમાં અહીંનું અંજળપાણી પણુ લખાયેલું હશે. તેમ આપ જેવા વયોવૃદ્ધ મુરબ્બીઓના દર્શનનો લાભ મળવાનો હશે તે કોણુ મિથ્યા કરી શકે તેમ છે.

આવી વિનયભરી તેમ માધુર્યવાણીથી તે વયોવૃદ્ધ પટેલનું મન આકર્ષણ કરી લીધું. પટેલે વાત્સલ્યભાવથી ચંદ્રકિશોરના હાથને પકડી કહ્યું કે હે ભાઈ અહીંઆં ખુલ્લા મેદાનમાં પડી રહેવાનું કંઇજ કારણ નથી, ખુશીની સાથે મારે ઘેર પધારો. અને આપના પવિત્ર ચર્ણસ્પર્શથી મારા નિવાસસ્થાનને પવિત્ર કરો. આપના મુખાર્વિંદ સામું જોતાંજ જણાય છે કે, આપ મહાન્ ભાગ્યવાન પુરૂષ છો, એમ કહી હાથ પકડી ઘર તરફ લઇ ચાલ્યો. ઘેર લાવી યોગ્ય આસન આપી, જળપાન કરાવ્યું પટેલના તમામ કુટુંબને ચંદ્રકિશોરે પોતાની કોમળ અને વિનયભરી વાણીથી મન આકર્ષી લીધું. તમામ કુટુંબી જનોને ભાવતો થઈ જવાથી અત્યંત આગ્રહપુર્વક ચંદ્રકિશોરને કેટલાક દિવસ ત્યાંજ રાખવામાં આવ્યા. એક દિવસ એવો આવ્યો કે તે દિવસે ચંદ્રકિશોરને સહજમાં રાણીનો સંયોગ થવાનોજ હશે, તે દિવસે કંઇક અલૌકીક આનંદ પ્રાપ્ત થવાનો હશે તે દિવસે પટેલે શાંતતાથી કહ્યું કે હે મહાશય! અત્રેથી થોડેજ દૂર એક મહાત્માની મઢુલી છે. ગમે તેવો દુઃખી માણસ પણ એક વખત પોતાના દુઃખને ભૂલી જાય એવી એ પવિત્ર જગ્યા છે. તે જગ્યા શોક, ભય અને કામનો નાશ કરે તેવી, તૃષ્ણાનો ત્યાગ કરાવે તેવી, તેમ જગતનિયંતા પરમેશ્વરને યાદ કરાવે તેવી છે. અને દુઃખી યા તો સુખીનું આનન્દિત સ્થાન છે. માટે મારી એજ ઇચ્છા છે કે આપણે તે તરફ જઈ

થોડા વખત ત્યાં આનન્દિત ભરી શાંતિમાં ગુજારીએ. શાંતિ જેવું ઉંચુ સુખ દુનિયામાં એક પણ નથી. આવા આનન્દિત સ્થાનનું વર્ણન સાંભળી સ્વભાવિકજ આશ્ચર્ય ઉતપન્ન થતાં ચંદ્રકિશોરે વિનયભરી વાણીથી તેમ નમ્રતાપુર્વક કહ્યું કે મુરબ્બી ભલે આપની એમજ મરજી છે તો હું ખુશીથી આવવા તૈયાર છું. બહારના કનિષ્ટ વિકારોની કિંચિત્ માત્ર પણ અસર ન રહે એવી પવિત્ર ભૂમીનાં દર્શન કરવાં એ મારી જીંદગીમાં હું મોટામાં મોટો લાભ સમજું છું. એમ કહી પોતે પોષાકથી સજ્જ થઇ, પોતાના વહાલા પોપટને સાથે લઈ તે વયોવૃદ્ધ પટેલની સાથે જવા તૈયાર થયો. નાના પ્રકારની વનસ્પતિઓનું નિરિક્ષણ કરતા, તેમ જ્ઞાનમય વ્યાખ્યાનો ચર્ચતા અને કુદરતી લીલાઓ નિહાળતા, ધીમેધીમે તે પર્ણકુટી નજીક આવી પહોંચ્યા. ત્યાંની અલૌકીક પવિત્ર જગ્યા જોઈ ચંદ્રકિશોર અંજાઇ ગયો અને આશ્ચર્યચકિત થઇને બોલ્યો કે અહો ! અજ્ઞાનીને જ્ઞાની બનાવે તેવી, ભ્રમીત મગજને શાંત કરે તેવી, તેમ આધિવ્યાધિને ઉપાધિથી મુક્ત રખાવે તેવી દેવભૂમિ છે. આ જગ્યાએ વસતા જીવો પણ દેવતાઈ અંશજ હોવા જોઇએ. એમ કહી પટેલે તેમ ચંદ્રકિશોરે તે મઢુલીમાં પગ મૂકયો. પગ મુકતાંજ ત્યાં બિરાજમાન થયેલા મહાત્માને “નમોનારાયણ”ના શબ્દ સાથે પ્રણામ કર્યા. બાદ ઠાકોરજીની મૂર્તિનાં દર્શન પ્રાપ્ત થયાં, પૂર્ણ રીતે દર્શન કરવાની અભિલાષા ઉત્પન્ન થતાં, પોપટના પાં-

જરાને એક બાજુએ મૂકી શ્રી ઠાકોરજીની મૂર્ત્તિ સમીપ જઈ સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યા. આ તરફ પોપટની દૃષ્ટિ મહારાણી તરફ જતાં એકદમ રાણીને સંબોધીને પ્રેમપૂર્વક બોલાવવા લાગ્યો, તેમ પાંજરામાં ઘણાજ આનંદપૂર્વક નાચવા લાગ્યો. પોપટને આવી રીતે બોલતો સાંભળી ચંદ્રકિશોર ચારે બાજુ નજર કરી જોવા લાગ્યો. તેના મનમાં આવ્યું કે, આટલામાં મહારાણી હોવાંજ જોઇએ. એવો વિચાર કરી પોતાના ગુરૂશ્રીના વચનને યાદ કરી તત્કાળ પોપટને પાંજરામાંથી મૂક્ત કર્યો. મુક્ત થતાંજ ત્યાંથી ઉડી મહારાણીના જમણા હાથ ઉપર જઈ બેઠો; અને ઘણાજ આનંદથી નાચવા લાગ્યો. તેમ એકી ટસે મહારાણીને બોલાવવા લાગ્યો. મહારાણી મૌન ધારણ કરી પતિધ્યાનમાં તલ્લીન થએલાં હતાં, પરંતુ પોપટના સ્પર્શથી તેમ તેના અવાજથી એકદમ જાગૃત થયાં અને પોતાના પોપટને જોતાંજ ઘણાજ પ્રેમપૂર્વક તેને છાતી સરસો ચાંપી, બચ્ચીઓ કરી કરીને તેને રમાડવા લાગ્યાં. હે ભાઈ તેં સુવર્ણનગરીના નરેશને કોઈ ઠેકાણે જોયા છે કે ? એમ પુછવા લાગ્યાં. આ વાકય સાંભળતાંજ આજ મારી મહારાણી છે. એમ ચંદ્રકિશોરને પૂર્ણ ખાત્રી થઇ, ખાત્રી થતાં મુંગે મ્હોડે બેસી રહેવાયું નહિ, તેનું પ્રેમાળ હૃદય પ્રબળ વેગથી ઉછળવા લાગ્યું. અને એકદમ મહારાણીની પાસે જઈ વિનયપૂર્વક કહેવા લાગ્યો કે હે સતી! તમારી પતિભક્તિ જોઈ હું ઘણોજ પ્રસન્ન

થયો છું. તેમ તમો જેની અહર્નીશ માળા જપ્યા કરો છો, તેજ હું પોતે છું આપણા બંન્નેનો વિયોગ કર્મસંયોગે આજે પૂર્ણ થયો છે. તેથી આજનો દિવસ હું માંગલિક માનું છું, પોતાના પ્રિયતમની પ્રેમભરેલી વાણીનો કર્ણ-સ્પર્શ થતાંજ હૃદય આનંદથી ઉભરાઈ આવ્યું; અને એકદમ પ્રેમભર્યાં સજળનેત્રે નિહાળવા લાગી, અને બોલી કે, અહો પ્રભુ ! આજે તમારાં દર્શન પ્રાપ્ત થવાથી મારૂં તમામ દુઃખ નષ્ટ થયું છે. આજે હું આ જીંદગીમાંજ બીજો અવતાર પામી છું, પરમાત્માની કૃપાથી આજે મારી તમામ સંપત્તિ મને મળી ચુકી છે. વળી ચરણમાં પ્રણિપાત કરતાં બોલી કે, આજે મારૂં ક્ષીણ થએલું બળ સતેજ થયું છે. આજે મારા પતિમંત્રનું અનુષ્ટાન ફળીભૂત થયું છે. મારા હૃદયનો ધુંધવાતો અગ્નિ બુઝાઈ ગયો છે. હે પ્રભુ !–મારૂં જીવન ધન પ્રાપ્ત થતાં મારા હૃદયમાં આનંદની સાથે શાંન્તતા છવાઈ રહી છે, એમ કહી નીચેનું ગીત બોલવા લાગી.

## પદ.

મુજ ઘટમાં રમતા પતિને, જપતાં દિવસ ગયારે વહી;
તન ધન વાડીને ગાડી, સર્વે મેં માન્યું એમાં,
આખરે હૃદયનો વિશ્વાસ, ફાવ્યોરે સહી. મુજ ઘટમાં.
સંપતિના સંગે રહીને, પતિ પ્રિય ભાસે;
પણ વિપત્તિ વેળાએ, નામ વિસરી નથી. મુજ ઘટમાં.
સંતોની સેવા કે, પ્રભુજીની ભક્તિ

પતિ સમરણમાં, જરાએ કીધી નથી. મુજ ઘટમાં.
સો ભક્તિ કરતાં, પતિદેવની ભક્તિ;
શ્રી હરીને સાચે ત્રાજવે, વધીરે પડી. મુજ ઘટમાં.
પતિ વિના આ કાયા, શૂન્ય હતી;
શ્રી હરિને પ્રતાપે આજે, બનીરે રતિ. મુજ ઘટમાં.

ત્યાર બાદ મહારાણીએ વસ્રાલંકારથી સજ્જ થઈ સ્વચ્છ પાત્રમાં જળ લાવી જળપાન કરાવ્યું. અને બેસવાને યોગ્ય આસન આપી, પોતે એક બાજુએ બેઠી. રાજા તથા રાણીની વાતચીત ઉપરથી, મહાત્માને તથા પટેલને, સુવર્ણનગરીના નરેશ છે. તેમ ખબર પડી, તેજ વખતે આશ્ચર્ય પામતો પટેલ બોલ્યો કે જેના રાજ્યસિંહાસનનો ત્યાગ થએલો છે. તેમ પગે ચાલીને, દેશેદેશ, ગામેગામ, અને જંગલે જંગલ રઝળતે રઝળતે, ભ્રમણ કરી રહ્યા છે—છતાં પણ ભાગ્યશાળીનું ભાગ્ય છુંપું રહેતુંજ નથી.

કહ્યું છે કેઃ—

તારા કે તેજમેં ચંદ્ર છુપે નહિં,
સૂર્ય છૂપે નહિ બાદલ છાયો;
રાઢ પડે રજપુત છુપે નહિ,
દાતા છુપે નહિં ઘેર માબન આયો.
ચંચલ નારીકો નેન છુપે નહિ,
પ્રીત છુપે નહિં પુંઠ દેખાયો;

કવિ ગંગ કહે સુન શાહ અકબર,
કર્મ છુપે ન ભભૂત લગાયે.

પટેલ ઉપરનું કવિત બોલી રહ્યા. બાદ ચંદ્રકિશોર તથા મહારાણી તરફ દૃષ્ટિ ખેંચી ગળગળો થઈ જતાં બોલ્યો કે, હે રાજન! રંકને ઘેર રત્ન મળતાં હું તેનું જોઇએ તે પ્રમાણમાં જતન કરી શક્યો નથી. આપની સુંદર આકૃતિ, માધુર્યવાણી, તેમ આપની અદ્‌ભૂત ચાલાકીભરેલી શક્તિ જોતાં પણ હું આપને રાજા તરીકે ઓળખી ·શક્યો નહિ. તેને માટે આપની વારંવાર માફી માગું છું.

હે મુરબ્બી! આપે આપનો ધર્મ યથાર્થ રીતે બજાવ્યો છે. વૃદ્ધ ઉંમરે સતત્ પરિશ્રમ વેઠી આપે જે કંઈ સેવા બજાવી છે, તે મારા મનથી મેરૂ સમાન છે. આ જીવનમાં તેનો બદલો હું કોઈ રીતે વાળી શકું તેમ નથી. પ્રભુ મને આપની બજાવેલી સેવાનો બદલો અપાવી રૂણમાંથી મુક્ત થવાનો વેળાસર અવસર મેળવી આપે.

થોડીવાર થોભ્યા બાદ પટેલે બંન્ને જણને પોતાને ત્યાં તેડી જવાનો આગ્રહ કર્યો. પરંતુ પોતાના ગુરૂશ્રીના વચનને માન આપી ત્યાંજ રહેવું ઉચીત ધારી પટેલને વિનયપૂર્વક જણાવ્યું કે આપ મુરબ્બી મારે માટે ઘણું કરી ચુક્યા છો. આપનો આભાર હું કદી વીસરી શકું તેમ નથી. પરંતુ હવે મને આ પવિત્ર સ્થળેજ રહેવું સુલભ લાગે છે. મારા ગુરૂશ્રીના કહ્યા પ્રમાણેજ મને આ પવિત્ર સ્થાન મળી આ-

વ્યું છે. તેમ અહીંઆંજ રહેવામાં મારી આશા જલદી ફળીભૂત થશે, એમ મારા ગુરૂશ્રીના વચનથી મને પૂર્ણ ખાત્રી થએલી છે. માટે આપ ખુશીથી પધારો. ગુરૂશ્રીના વચનની વાત જણાવતાં પટેલે વધારે તાણુ કરવી મૂકી દીધી. ત્યાર બાદ એકાએક ઉભા થઈ સન્માનપૂર્વક પ્રણામ કરી જણાવ્યું કે આપ કોઈ વાતની તકલીફ ઉઠાવશો નહિ. જ્યારે જ્યારે આપને જરૂર પડે ત્યારે મારાથી બનતી મદદ આપવા નહિ ચુંકું એટલું બોલી પટેલ ઘર તરફ રવાના થયા. અને હાલ તો રાજા રાણી બન્નેએ મદુલીનોજ આશ્રય લીધો. આ તરફ મહારાણીને મળ્યા બાદ રણધીરસિંહજીએ જળાશય ઉપરના પોતાના પડાવમાં આવી, દરેક સરદારોસહ રાજ્યરૂઢી મુજબ ભોજન કર્યું. બાદ દરેક સરદાર વર્ગને તૈયાર થવાની આજ્ઞા આપી, આજ્ઞા મળતાં તમામ સરદારો વસ્ત્રાલંકારથી સજ્જ થઇ, શસ્ત્રધારી બની, પોતાના દિવ્ય અશ્વોપર અશ્વારૂઢ થયા. બાદ રણધીરસિંહજીની સરદારી નીચે બેદરકારી રાખ્યા શિવાય ચંચળ અશ્વોને નચાવતા, ઉમંગભેર માર્ગ કાપવા લાગ્યા. આધિ, વ્યાધિ, કે ઉપાધિને નહિ ગણકારતાં, ગામેગામ ફરીને, સુવર્ણનગરીના નરેશની તપાસ કરવા લાગ્યા. મહા મુબીબતો વેઠીને તપાસ કરવા છતાં નરેશનો પત્તો મળી શકયો નહિ. ત્યારે બીજી બાજુએ તપાસ કરવા ઉપર મુલતવી રાખી. કોઇ જળાશયવાળા વિશાળ ચોગાનમાં મુકામ કરવાનો નિર્ણય કરી તે તરફ

અશ્વોને હુંકારવામાં આવ્યા. દોડ ધમાલ કરતાં નિર્ણય કરેલી જગ્યાએ આવતાંજ બીજી દુર્ઘટના આવીને ખડી થઈ. તે એજ કે ત્યાં આગળ કુરસિંહજીનો મુકામ પોતાના સરદારોસહુ પડેલોજ હતો. એકાએક રણધીરસિંહજીની તેમ કુરસિંહની દૃષ્ટિ એક થતાં એક બીજાને ચક્ષુમાં અંગાર વરસી રહ્યો. ક્રોધથી ધગધગતું લોહી રગેરગમાં ઉછળવા લાગ્યું. અને એકદમ ગુસ્સાથી જુસ્સાભેર તલવાર ખેંચી મારો એ બદમાશોને એવો પોતાના સરદારોને હુકમ આપતો કુરસિંહજી રણધીરસિંહજી તરફ ધસ્યો.

કુરસિંહજીના સરદારો જોઇએ તે પ્રમાણમાં તે વખતે સાવધ નહોતા. એટલે પોતાને છાજતી ખરી જવામર્દી બતાવી શક્યા નહિ. રણધીરસિંહના શસ્ત્રધારી તૈયાર સરદારોને તૈયારીની જરૂર નહોતી. ઝપોઝપ સનસનાટ કરતી તલવારો મ્યાનથી દૂર થવા લાગી. રણધીરસિંહના સાહસિક વીરોએ જોતજોતામાં તમામને ઘેરી લીધા. અને ક્ષણવારમાં તમામ સરદારોને તોબાહ પોકરાવી. કુરસિંહજી રણધીરસિંહ તરફ ઘણીજ ચાલાકીથી ઘુમવા લાગ્યો. પરંતુ જેના ઉપર તીરોનો વરસાદ છુટી રહ્યો છે. જેના ઉપર સનસનાટ કરતી તલવારો ચળકી રહી છે. ત્યાં ચાલાકી વ્યર્થ જાય એમાં શી નવાઈ. તોપણ એક હોંશીયાર મલ્લની માફક તલવારને ફેરવતો, ભયંકર ગર્જના કરતો, રણધીરસિંહના ઘોડાની કેશવાળી પકડી એકદમ તલપ્યો. એવામાંજ એકાએક

એક સરદારે પાછળથી આવી પોતાની તલવારથી કુરસિંહનું મસ્તક ધડથી જુદું કર્યું. હરી ! હરી ! આખરે "સત્યનો જય. અને પાપનો ક્ષય"જ છે. તેજ માફક દુષ્ટ કુરસિંહજીનું મસ્તક તેનાજ કેળવેલા સરદારને હાથે કપાયું. મસ્તક કપાતાં તમામ સરદારોમાં કોલાહલ મચી રહ્યો. લડાઇ ઝટ પતી રહી. હવે લડવું વ્યર્થ ધારી, એક બીજાના મોં સામું જોતા શાંત પડ્યા. ત્યાર બાદ રણધીરસિંહજીએ તમામ સરદારોને સંબોધીને કહ્યું કે મરેલા ઉપર કોઈ જાતનો દ્વેષ રહેતોજ નથી. તેમ આપણો ગમે તેવો પણ જુનો મિત્ર છે. વળી આપણે તેના તાબામાં ઘણો સમય વ્યતીત કરેલો છે. માટે તેના શબને રાજ્યરૂઢી મુજબ સંસ્કાર કરી ઠેકાણે કરો. રણધીરસિંહજીના મુખથી આવા ઉમદા શબ્દો ઉચ્ચારતા સાંભળી તમામ સરદારો આશ્ચર્યચકિત્ થયા. અને પ્રશંસા કરતા આજ્ઞાને શિર ચઢાવી શબને ઠેકાણે કરવામાં ગુંથાયા. બન્ને પક્ષના સરદારો મિત્રભાવથી વર્તતા, નકામો વખત ન ગુમાવતાં એક રાજાને છાજતા દબદબાભરેલા ઠાઠથી તેના શબને શણગારી હિંદુધર્મની ક્ષત્રિય રીતી મુજબ સંસ્કાર કરી ઠેકાણે કર્યું. તે કામમાંથી પરવાર્યા બાદ રણધીરસિંહજીએ બંને પક્ષના એકત્ર સરદારોને સંબોધીને કહ્યું કે, આજપર્યંત તમોએ કુરસિંહની આજ્ઞાને આધીન રહી, આ ક્ષણભંગુર સંસારમાં નિર્દયતાભરેલાં કૃત્ય કરવામાં બાકી રાખી નથી. તો તે પાપ તમારા મરણ સમયે દષ્ટિ સમીપ

આવી ખડું થશે, તેમ આ દુનિયાના વિશ્વંભર સમક્ષ જવાબ દેવો પણ ભારે થઈ પડશે. માટે હુવે જે કંઈ તમારી જીંદગીના અધુરા દિવસો રહેલા છે, તે સદ્‌માર્ગે વ્યતીત કરવાની પ્રતિજ્ઞા લ્યો. તમારા અંતર આત્મામાં રહેલી દુષ્ટ ભાવનાઓનો ત્યાગ કરો. પરમાર્થપરાયણ થઈ, સદ્‌માર્ગે વર્ત્તી ઈશ્વરમાં વિશ્વાસ રાખો. તો આખરે તેનાં ફળ મીઠાં જ ઉતરશે. પોતાનાં કરેલાં પાપકર્મનો હરહંમેશ પસ્તાવો કરી, જે ઈશ્વરને વારંવાર યાદ કરે છે. તેમ મન, વચન અને કર્મથી પણ જે અન્યાયને ચ્હાતા નથી. તે આખરે સદ્‌ગતિને પ્રાપ્ત થાય છે. તેનો શાસ્ત્રોક્ત દાખલો શું કહે છે તે યાદ કરો. જુઓ કે વાલ્મીક રૂષિ જાતે ભીલ્લ હતા. તેમ લૂંટ કરવાનોજ ધંધો કરતા હતા. એક વખતે પૂર્વના રણાનુબંધે નારદજી વાલ્મીક રૂષિને એકઠા થયા. નારદજીને લૂંટવાનો વાલ્મીકે પ્રયત્ન કર્યો. તે વખતે નારદજીએ પ્રતિજ્ઞા કરીને કહ્યું કે હે ભાઈ હું અહીંજ ઉભો રહું છું. પરંતુ તું લુંટ કરે છે તેમાં ખાનાર કેટલાં જણ છે? તે મને કહે. તેણે કહ્યું કે તેમને જઇને પુછી આવ કે ખાવામાં તમે જેમ ભાગીદાર છો. તેમ હું જે પાપકર્મ કરૂં છું તેમાં તમે ભાગીદાર ખરાં કે નહિ.? એટલું તું પુછી આવીશ ત્યાં સુધી અત્રેથી હું જઈશ નહિ. કંઈક વાલ્મીકજીનો ઉદયજ થવાનો હશે. તેથી વખતે આતુરતાથી પુછવા માટે ઘર તરફ પ્રયાણ કર્યું. અને ઘેર જઈ તમામ કુટુંબીજનોને પૂછી જોયું તો

સર્વે જણે પાપમાં ભાગીદાર થવાની ચોખ્ખી ના પાડી. તેજ વખતે વાલ્મીકજીને જ્ઞાન પ્રદીપ્ત થયું. અને નારદજીના ચરણમાં પડી સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા, અને કોઇ વખત પણ પાપકર્મ નહિ કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી અને નારદજીને કહ્યું કે હે ગુરૂ મારા ઉદ્ધારનો મને રસ્તો બતાવો. તે વખતે નારદજીએ રામ નામના ઉચ્ચાર સાથે પીંપળા પાછળ ફરવાનું બતાવ્યું. અને કહ્યું કે, ફરીથી હું પાછો આવું ત્યાં સુધી તમારે ફરતું બંધ રહેવું નહિ. નારદજીના વચન ઉપર વિશ્વાસ રાખી, સંસારના સર્વ સાધારણ વ્યવહારનો ત્યાગ કરી, વૈરાગ્યવૃત્તિથી નારદજીના કહ્યા પ્રમાણે રામ નામ જેવા મહા મંત્રનો જાપ જપતે પીંપળાની પદક્ષિણા શરૂ કરી. અને નારદજી ત્યાંથી અંતર્ધ્યાન થયા. વાલ્મીકજીએ અડગપણે તે મહા મંત્રનો ફરતે ફરતે એટલા બધા વખત સુધી જાપ કર્યો કે પીંપળાની આજુબાજુની જમીન પગથી ઘસાઇને ઉંડું પોલાણ ચક્કર બની રહ્યું. તોપણ વાલ્મીકજી ફરતે ફરતે જાપ જપ્યાંજ કરતા હતા. તે વખતે નારદજી એકાએક ત્યાં આવી ચડયા. તે જગ્યા જોતાંજ નારદજીને વાલ્મીકજી યાદ આવ્યા, અને પીંપળા પાસે આવી કાન દઇને સાંભળતાં અંદરથી રામ ધ્વનિ સાંભળ્યો. એટલે ઘણુાજ આનંદપૂર્વક અથાગ પરિશ્રમ વેઠી જે કોઇ પણ જાતના સંશયને ઉદ્ભવ કર્યા શિવાય રામ નામ જપી રહ્યા છે. એવા વાલ્મિકજીને ઋષિના નામથી બોલાવ્યા. નારદજીના મુખમાંથી ઋષિ શબ્દ નિકળતાંજ તે ખરેખરા ઋષિ બની

ગયા. તો હે ભાઇઓ! વાલ્મીકજીનું દ્રષ્ટાંત શું બતાવી આપે છે. માટે મારા કહેવા ઉપર દ્દઢ વિશ્વાસ રાખી તમારા હૃદયમાં સદ્‌ભાવનાઓ ઉત્પન્ન કરો. શુદ્ધ હૃદયથી તેમ નિખાલસ મનથી રણુધીરસિંહજીએ આપેલો ઉપદેશ દરેક સરદારોની રગેરગમાં વ્યાપી રહ્યો. આ લોક તથા પરલોકના કલ્યાણુનો ઉદ્દેશ સમાએલો છે. એવા ધર્મ અને નીતિના માર્ગે ચાલવાની પ્રતિજ્ઞા લેતા તમામ સરદારો વિનયપૂર્વક નમી નમીને બોલ્યા કે આપના ઉપદેશામૃતનું પાન કર્યાથી અમારૂં અંધારામાં રહેલું જ્ઞાન કંઇક પ્રદિપ્ત થયું છે. તેમ અમારી સિદ્ધીનો સર્વ આધાર આપની બતાવેલી યોજનામાંજ સમાએલો છે. ધર્મ અને નીતિના માર્ગે દોરી જનારને પૂજ્યભાવથી પુજીએ, તેની આજ્ઞાને શિર ચઢાવીએ, તેમાં કાંઇ નવાઇ ભરેલું નથી. અમારી સર્વેની આપને નમ્ર પ્રાર્થના છે કે આપના વચનમાં અમને સંપૂર્ણ વિશ્વાસ છે માટે અમારા સર્વ ઉપર ઉદારતા દર્શાવી અમારો અંગીકાર કરશો, તેમ અમારી પ્રબળ આકાંશાને તૃપ્ત કરશો.

સરદારોના આ પ્રમાણે બોલવાથી રણુધીરસિંહજીના હર્ષની પરિસીમા ન રહી. તરતજ તેણે ક્ષત્રિય ધર્મની પરાપૂર્વથી ચાલતી આવેલી પ્રચલિત રૂઢી મુજબ દરેક સરદારને યોગ્ય માન આપ્યું. બાદ તે મનોહર વિશાળ ચોગાનમાં નાનાવિધનાં વૃક્ષોની પવનની લહેરમાં અન્યોઅન્ય ભોજન તૈયાર કરી ક્ષુધાને શાંત કરી, પ્રેમાળ હર્ષવડે ઉછળતાં હૃદયોથી આનન્દિત્ વાર્તાલાપ કરતે કરતે તે દિવસ

ત્યાંજ શાંતિમાં ગુજાર્યો. બીજે દિવસે પ્રભાતના પહોરે રણધીરસિંહજીએ તમામ સરદારોને એકત્ર કરીને વિનયપૂર્વક જણાવ્યું કે હવે આપણે આળસ કરી બેસી રહેવાનું નથી. પરંતુ ધારેલો આશય પૂર્ણ કરવાનો છે. તે એજ કે સુવર્ણનગરીના નરેશની શોધ કરવાની છે. તેમ સુવર્ણનગરની મહારાણી, મહાન સતી હાલ શું હાલતમાં છે, તેની તપાસ કરતા જવાનું છે. માટે આપ સર્વે બંધુઓ સત્વરે તૈયાર થાઓ ! નિરંતર આજ્ઞાને આધીન રહેનારા સરદારોએ વગર વિલંબે તૈયાર થવાની દોડધમાલ કરી મુકી, જોતજોતામાં પોતાના ચંચળ અશ્વોને તૈયાર કરી વસ્ત્રાલંકારથી સજ્જ થઈ શસ્ત્રધારી બની અશ્વારૂઢ થયા; અને અલૌકિક શૌર્ય દર્શાવતા રણધીરસિંહજીની સરદારી નીચે માર્ગ વટાવવા લાગ્યા. હૃદય પૂર્ણ પ્રેમથી છલકાતું હોય એવા આનન્દિત તેમ તેજસ્વી મુખાર્વિંદ જેનાં ઝળકી રહ્યાં છે. એવા વિર ક્ષત્રીઓએ જાણે શુભ ચોઘડીએજ પોતાની કાર્યસિદ્ધી નિમિત્તે પ્રયાણ કર્યું હોય તેમ તેઓને માંગલિક શુકનો મળવા લાગ્યા. શુકનો ઉપર પૂર્ણ વિશ્વાસ ધરાવતા વિરક્ષત્રિઓ, ઉત્સાહ અને સ્ફુર્તિથી, ઉતાવળા પગલાંથી ઘોડાઓને હંકારતા રસ્તાના શ્રમને ન ગણકારતાં લાંબી મજલ કરતા નિર્માણ કરેલા નિવાસસ્થાને વિજયનાદ કરતા, મહાન સતીનો જય ઈચ્છતા આવી પહોંચ્યા.

# પ્રકરણુ બારમું.

સંધ્યા સમય થઈ રહ્યો છે. પક્ષિઓ માળા તરફ પાછાં વળ્યાં છે. પશ્ચિમ તરફ સ્હેજ સાજ રાતો રંગ પ્રકાશી રહ્યો છે. તેવા પ્રકાશ અને અંધકારના મેળાપ સમયે તમામ સરદારોસહ રણધીરસિંહજી મહુલી સમીપના જળાશય ઉપર આવી પહોંચ્યા. તે જગ્યાએ મુકામ કરવાની આજ્ઞા થતાંજ શ્રમથી થાકી ગએલા સરદારોના હૃદયમાં આનંદની ઉર્મિઓ ઉછળવા લાગી. એકાએક તે વિશાળ ચોગાનમાં અશ્વોને થોભાવીને હર્ષિત વદનથી ઝપાઝપ અશ્વ ઉપરથી ઉતરી પોતપોતાની જગ્યા નિર્માણ કરી. તમામ સરદારોએ મુકામ કર્યો. ત્યારબાદ શારીરિક સ્થિતિ સાચવવાની ખાતર, તેમ સાધારણ ક્ષુધાને શાન્ત કરવાની ખાતર, ચાલચલાઉ આણેલું ભાથું દરેક સરદારને ભાગ પડતું વહેંચવામાં આ-

વ્યું. બાદ આનંદ માનતાં શાન્તિથી રાત્રિ પસાર કરી. ચંદ્ર-દર્શન અલોપ થતાં તેમ સૂર્યનારાયણ પ્રકાશીત થતાં તમામ સરદારો હર્ષિત તેમ પ્રીતિમય વદનથી સૂર્યનારાયણને પ્રણામ કરતા શય્યાથી વિરક્ત થયા. પોતાના હંમેશના નિયમિત્ત કર્મથી પરવારી સજ્જ થઈ રણધીરસિંહજીની આજ્ઞાની રાહ જોતા બેઠા. પેટનો ખાડો પુરવાની ખાતર કેટલાક સરદારોને ભોજન તૈયાર કરવાનું ફરમાન કર્યું. અને પોતે ભભકાભરેલા પોશાકને ધારણ કરી, બે ચાર હજુરીને સાથે લઇ મહાન સતીના દર્શનાર્થે ચાલી નીકળ્યો.

શુદ્ધ હૃદયથી ત્વરિત ગત્તિએ રસ્તો પસાર કરતાં શુભ શુકનો થવા લાગ્યા. તેની જમણી આંખ ફરકવા લાગી. ઉમંગ અને ઉત્સાહથી દ્રઢતાપૂર્વક મઢુલીની સમીપ આવી પહોંચ્યો. જે માણુસ વિવેકી અને ડાહ્યો છે. તે દુનિયામાં સહેલાઈથી આગળ વધી શકે છે. તેમ માન પામે છે અને અન્યને માન આપવાથી પોતાનેજ માન મળે છે.

કવિશ્વર દલપતરામે કહ્યું છે કે—

છંદ.

વંદન શબ્દ સુણો કહી વંદન, નિંદક થાય તમે કદી નિંદો,
ભાવ ભલેજ ભલા ધરી ભૂષણ, દે તજી દુષણ નિંદુંર ગંદો;
રાજ સભાસદ લાજ ગણે, કવિ કાજ કરે પદ બંધ પ્રબંધો,
ટેક અનેક ન છેક છુટે કદી, એક વિવેક વિના નર અંધો.

( નીતિ દર્પણ )

તેમ આપણા વિવેકી રણધીરસિંહજીએ મઢુલીમાં પ્રવેશ કરતાંજ પ્રેમાળ દૃષ્ટિથી વિનયપૂર્વક મહાન સતીના ચરણારવિંદમાં સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યા. પ્રતિદિન જે વિર બહાદૂરની પ્રચંડ વીરતાની, તેમ તેના દયામય શુદ્ધ હૃદયની મહત્તાભરેલો વિનોદ ચાલ્યા કરતો હતો. તેને જોતાંજ મહારાણીનું પ્રેમાળ હૃદય ઉછળી આવ્યું. અને તે ધર્મબંધુનો હાથ પકડી તેને એકદમ બેઠો કર્યો. તેને આશિર્વાદ આપતાં કુશળ સમાચાર પૂછયા. બાદ મહારાજા તરફ આંગળી કરીને કહ્યું જેની તમે અહોનીશ ઝંખના કરો છો. જેની જંગલે જંગલ દેશોદેશ, અને ગામે ગામ, અથાગ પરિશ્રમે તમે શોધ કરો છો. તેજ આ સુવર્ણનગરીના નરેશ—હવે તેમને સુવર્ણનગરીના નામનાજ નરેશ રાખો. યા તો ખરેખરા બનાવી પ્રકાશમાં લાવો એ તમારાજ હાથમાં છે. પ્રભુ કૃપાએ તમારાં અને એ નરેશનાં હૃદય એક થાઓ. મહારાણીના મુખારવિંદમાંથી ઉચ્ચારાતા ઉદ્ગારોનો કર્ણસ્પર્શ થતાંજ અદ્દભૂત આનંદ પ્રાપ્ત થયો. એકદમ પ્રબળ વેગથી દોડીને નરેશને ભેટી પડયો. અને બોલ્યો કે હે ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ ! આજે આપનાં દર્શન પ્રાપ્ત થવાથી હૃદયમાંનો આનંદ ઉભરાવા લાગ્યો છે: આજનો દિવસ મારે સુવર્ણ રૂપ છે. મારો અથાગ પરિશ્રમ આજે એકાએક ફળીભૂત થયો છે. એમ કહી વિનયપૂર્વક રાજ્યરીતિ મુજબ સલામી આપતાં બોલ્યો કે આ આપનો તાબેદાર સેવક

સદાને માટે આપની તહેનાતમાં સેવા બજાવવા તૈયાર છે. રણધીરસિંહજીની વિનયભરેલી વાણીથી રાજાના મુખમંડળ ઉપર અલૈકિક આનંદ છવાઇ રહ્યો. તેમ અખંડ ઉત્સાહ પ્રાપ્ત થયો. સિંહનાદ જેવી પ્રબળ વીરગર્જના કરતાં બો-લ્યો કે શાબાશ! બહાદુર સરદાર શાબાશ! તારા જેવા પરદુ:ખે દાઝનારા આ દુનીયામાં વીરનર કોઇ ભાગ્યેજ હશે. તમારો શુદ્ધ સ્નેહભાવ સદા અચળ રહો. જગતને ચકિત કરે એવું તમારૂં વીરત્વ પ્રકાશિત થાઓ. અમારા પ્રત્યે આપે જે ઉપકાર કર્યો છે તેમ હજુ પણ ઉપકારની અભિ-લાષા ધરાવો છો તેનો બદલો હાલ હું કોઈ રીતે વાળી શકવાને સમર્થ નથી. તેને માટે આપવાનો હું રૂણી છું અને આ જીવનપર્યંત આપના કરેલા ઉપકારો વિસરી શકીશ નહિં પણ લાચારી સાથે માગી લઉં છું કે મારી આ પડતી અ-વસ્થામાં મિત્ર ભાવથી વર્તી નિરર્થક વખત ન ગુમાવતાં બ-નતો પ્રયાસ કરી, મારી અંતરની ઉછળતી લાહ્યને શાંત કરી મારી તૃષ્ણાને પૂર્ણ કરવાનું અમૂલ્ય વચન આપશો એવી અભિલાષા છે. મારા ગુરૂશ્રીનું વચન મને અહોનિશ યાદ આવે છે. અને તેજ પ્રમાણે તાત્કાળિક આપના મેળાપનો મને લાભ થયો. તે ઉપરથી ભવિષ્ય સારૂંજ પરિણામ જણાવે છે. એમ મારૂં મનોબળ કબૂલ કરે છે. પછી ભાગ્યઆધીન જે બને તે ખરૂં. પરંતુ ઉદ્યોગ આદરવો એ આપણી પ્રથમ ફરજ છે. ઉદ્યોગથી સર્વે સાનુકુળ બને છે. કવિશ્વર દલપ-તરામે ઉદ્યોગ વિષે કહ્યું છે કે:—

નશિબ નશિબ સૌકો કહે, પણ નક્કી નહિ આશ,
ચૂલા શા માટે કરે, જો નસીબપર વિશ્વાસ;
શોધ કર્યાથી સાંપડે, નહિ નશિબ આધાર,
શોધ કર્યાથી સાંપડયાં, આગ ગાડીને તાર.

## કુંડળિઓ.

આદરવો ઉદ્યોગ પણ, ઈશ્વર પર આધાર;
રાખીને રહેવું ખુશી, લલચાવું ન લગાર,
લલચાવું ન લગાર, ધારવી ધીરજ ઘરથી;
સજી સંતોષ સદૈવ, ન ડરવું જોખમ ડરથી.
દાખે દલપતરામ, ક્લેશ લવલેશ ન કરવો;
ઈશ્વર પર આધાર, ધરી ઉદ્યમ આદરવો.

વળી સામળભટ્ટે કહ્યું છે કેઃ—

## ચોપાઇ.

બ્રાહ્મણને આવે છોકરો, કહેશે નિશાળે મોકલો;
ઉદ્યમ કરીને વિદ્યા ભણે, ત્યારે પંડીતમાં કો ગણે.
બીજા જે અષ્ટાદશ વરણ, કુળ કુળનાં જેવાં આચરણ;
જે જન જેવો ઉદ્યમ કરે, ત્યારે પેટ પોતાનું ભરે.
લોહ પથર ચકમક જે જાગ્ય, મથ્યા વિના ન પડે કદી આગ્ય;
થાળીમાં પીરસે છે અન્ન, જોયે તૃપ્ત ન થાયે તન્ન.
વાસણ ચુલા આગળ અડે, ઉદ્યમ વણ ચુલે નવ ચડે;
તાંબુલ બીડાં હોયે સંગ, વણ આરોગ્યે નાવે રંગ.

આયુદ્ધ કરમાં જો ધરે, માર્યા વણ શત્રુ નવ મરે;
દવાત, લેખણ, કાગળ હાથ; મુકી છાંડો દિનને રાત.
લખ્યા વિના અક્ષર નવ થાય, ઉદ્યમ પાખે કેમ ભણાય;
કથા પુરાણ અને વળી વેદ, વ્યાસ સરીખે ભાખ્યા ભેદ.
ત્યારે સહુને જાણજ થયાં, ઉદ્યમ કરી કથાંતર કહ્યા.

આ પ્રમાણે રાજાનું અલૌકિક જ્ઞાનની ચમત્કૃતિ દર્શાવતુ વર્ણન સાંભળી અતિ પ્રસન્ન મુખાર્વિંદથી વિનયભરી વાણીથી બોલ્યો કે હે રાજન! આપને સુવર્ણનગરીના નરેશ તરીકે માની શિરછત્ર ગણીએ છીએ. આ જીવતરમાં ફક્ત પ્રાણનુંજ રક્ષણ કરવું તેને અમે દુર્લભ માનતા નથી. પરંતુ પરદુઃખે દાઝી, ભાગ્યાના ભેરૂ થઈ અચળ જશ પ્રાપ્ત કરવો તેને દુર્લભ માનીએ છીએ. માટે આપના આગળ શ્રી સુર્યનારાયણ ભગવાનની સમક્ષ પ્રતિજ્ઞા લેતાં કહું છું કે સદાને માટે મારો દેહ આપને અર્પણ કરૂં છું. અને હૃદયપૂર્વક જણાવું છું કે આપના રાજ્ય તખ્તને માટે લડતાં કદાચ દુશ્મનની તલવારની ધારથી આ તુચ્છ દેહના ટૂકડે ટૂકડા થઇ જાય તેની મને પરવા નથી. અને જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે. ત્યાં સુધી આપના હુકમનો અનાદર કરી કલંકિત મુખ નહિ કરૂં. માટે જે હુકમ હોય તે ફરમાવશો. તો વગર વિલંબે કરવાને માટે આ સેવક તૈયાર છે. રાણીના મુખાર્વિંદમાંથી પ્રતિદિન રણધીરસિંહજીની પ્રશંસા સાંભળી હતી. અને પોતાની સમક્ષ પણ પવિત્ર હૃદયથી વાર્તાલાપ

કરતો જોઈ રાજાના હર્ષનો પાર રહ્યો નહિ. મુખમંડળ ઉપર અપૂર્વ તેજ અને અખંડ ઉત્સાહ છવાઈ રહ્યો. અને પ્રસન્નવદને ક્ષત્રિયધર્મને છાજતી રીતિ મુજબ સ્નેહભાવ દર્શાવતાં બેસવાને આસન આપી ઘટતો શ્રેષ્ઠ પ્રકારથી આદર–સત્કાર કર્યો.

રણધીરસિંહજીએ પોતાની સાથે આવેલા સરદાર પૈકી-માંથી એકને તરતજ આજ્ઞા કરી કે તમામ સરદારોને ખબર આપો કે આજનો સુવર્ણમય દિવસ આનંદથી વ્યતિત કર-વાનો છે. પૂર્વની પુણ્યપ્રાપ્તિથી આપણા સુવર્ણનગરીના નરેશ એકાએક મળી આવ્યા છે. ત્વરિત ગતિથી પ્રયાણ કરતો સરદાર ઝપાટાભેર સરદાર મંડળમાં આવી પહોં-ચ્યો; અને ઉપરની હકીકત અતિશય આનંદ ભર્યા મુખા-રવિંદથી અથ ઈતિ કહી સંભળાવી. એના મુખની સુધા વાણી સાંભળી તમામ સરદારોને મહારાણાને મળવાની પ્રબળ આ-કાંક્ષા પ્રદિપ્ત થઇ. અને તરતજ કેટલાક માણસોને સામાન સાચવવા માટેની નીમણુંક કરી અતુલ્ય બળશાળી તમામ સર-દારો વસ્ત્રાલંકારથી સજ્જ થઈ રાજપૂતનાં ધર્મ–ચિન્હ સ્વરૂપ તલવારને ધારણ કરી શસ્ત્રધારી બની સુખકર ભવિષ્યને ઇચ્છતા અંતઃકરણને આગળ મોકલી દીધેલા સરદારો મઢુલી તરફ ચાલી નીકળ્યા સરદારો મઢુલી સમીપ આવી પહોં-ચતાં તેમના જયનાદની ગર્જના સદ્ગુણસંપન્ન રાજાને કર્ણે આવી, અચળ ભક્તિભાવ દર્શાવતા સરદારોનો અંતઃક-

રણુથી આભાર માનતો રાજા રણધીરસિંહજીને સાથે લઈ નિર્મળ નીતિ–ધર્મને છાજતું સન્માન આપવા તમામ વાત પડતી મૂકી બહાર આવ્યો; અને મહુલી સમીપની દેવી આનન્દિત જગ્યામાં આવેલા સરદારોને નિઃશંક મનથી હાથો હાથ મેળવી, સન્માનપૂર્વક બેસાડયા. બાદ રાજાએ પોતાને માટે અથાગ પરિશ્રમ વેઠયા બદલ આભાર માન્યો; અને નિવેદન કર્યું કે આપ સર્વે પરાક્રમી વીરોનું ઘટીત સન્માન સમયને અનુસરીને કરવાને અશક્ત છું. અને તેને માટે આપ સર્વેની માફી ચાહું છું. આપ ક્ષત્રિયવંશના શૃંગાર રૂપ છો, આપ સર્વેનો પરિચય નહિ હોવા છતાં તમારૂં અંતિમ આનંદથી ઘેરાયલું ઉજ્જ્વળ મુખારવિંદ શુદ્ધ હૃદયમાંથી ઝરતો પ્રેમ દર્શાવી આપે છે. અને મને ભાસે છે કે ભવિષ્યમાં અંતઃકરણપુર્વક તમારા શૌર્યનું પ્રદર્શન કરાવવા માટે યોગ્ય અવસર નહિ ચુકો, એમ મારો અંતર આત્મા કબૂલ કરે છે.

તેજ વખતે રણધીરસિંહજી બોલી ઉઠયો કે હે ધર્માવતાર મહારાજાધિરાજ આપ યત્કિંચિત્ પણ ચિન્તાને હૃદયમાં સ્થાન આપશો નહિ. વજ્ર જેવું કઠણ હૃદય કરી, ધૈર્યતાપૂર્વક યુક્તિપ્રયુક્તિ કરી, યા તો કેસરીયાં કરી, દુશ્મન દળપર તૂટી પડી, નિર્દયતાથી તેમનો સંહાર કરવામાં નહિ ચુકું. જે દુષ્ટે આપને દગો દીધો છે, તે પાપ પ્રતિમાના પ્રાણનું રણચંડિને બલિદાન આપીશ. અને એ

કાર્યની મારા હસ્તથી સિદ્ધિ થશે, ત્યારેજ મારૂં કર્ત્તવ્ય મેં બરાબર બજાવ્યું છે, એમ સમજીશ. અને ત્યારેજ મારા જન્મની સાર્થકતા થએલી માનીશ. હવે યુદ્ધનો આરંભ કોઈ પણ પ્રકારે થવોજ જોઇએ. આપ ગૌબ્રાહ્મણ પ્રતિપાળના શ્રીમુખમાંથી આજ્ઞા થાય તેટલોજ વિલંબ હું માનું છું. માટે આપ શ્રીનો અભિપ્રાય કોઇ પણ પ્રકારની શંકા ધરાવ્યા શિવાય સંકોચ વિના સ્પષ્ટ શબ્દોમાં દર્શાવશો. એવી આ સેવક આશા રાખે છે. મારા આ તમામ અંગિત સરદારો, મારાજ અભિપ્રાયને મળતા છે. તે અંતઃકરણપૂર્વક આપ શ્રીને જાહેર કરૂં છું. એક એકથી ચઢતા માનદર્શક શબ્દોથી સરદારોના વિશાળ સમુદાય વચ્ચે બોલતો સાંભળી મહારાજાનું મન તાત્કાળિક સંતુષ્ટ થયું. અને સર્વ સમક્ષ તેજ વખતે કહ્યું કે આપ સર્વે જનોના મનનું યથાર્થ સ્વરૂપ મેં જાણી લીધું છે. પરમાત્મા તમોને સારાનું સારૂંજ ફળ આપશે. કહ્યું છે કે. આહાર તેવો ઓડકાર, જાત તેવી ભાંત, સંગ તેવો રંગ, જેવું બીજ તેવું વૃક્ષ અને વૃક્ષ તેવું ફળ. એ નક્કી સમજજો. આપ સર્વે મારી લાગણી ધરાવી નિરંતર મારા કામને માટે પ્રવૃત્ત રહેનારા છો. તે પરિશ્રમનો બદલો હું જેટલો વાળું તેટલો ઓછોજ છે. પરંતુ આપ સર્વ સમક્ષ પ્રતિજ્ઞાપુર્વક જણાવું છું કે આ તુચ્છવત્ સંસારમાં હું કોઈ વખત હગો દઇશ નહિ. પરમાત્મા આપ સર્વેએ બજાવેલી સેવાનો પ્રિયકર થઈ પડે

એવો બદલો વાળવાનો પ્રસંગ જલદી મેળવે. એટલીજ મારી અભિલાષા છે. મરણના ભયથી નહિ ડરનારા વીરનરોના મુખારવિંદ ઉપર આનંદનો પ્રકાશ છવાઈ-રહ્યો. હૃદયનો ઉત્સાહ ઉભરાવા લાગ્યો. હૈયે તેવુંજ હોઠે, ડુંટીમાંથી પેદા થએલો વાયુ હર્ષના ઉભરાથી બહાર નીકળી આવ્યો. અને તમામ સરદારો એકી સાથે બોલ્યા કે, સુવર્ણનગરીના નરેશ ગોબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજા ચંદ્રકિશોરનો જય જય જય મહાન સતી મહારાણીનો જય જય જય. આ વાર્તા દરમ્યાન કેટલાક સરદારોએ ત્યાંનાજ ઉપવનમાંથી સુવાસિત પુષ્પોની માળા તૈયાર કરેલી હતી. તે તેજ વખતના શુભ મુહુર્તે રણધીરસિંહના હસ્તે મહારાણાને પહેરાવવામાં આવી સર્વે જનોએ પ્રેમદૃષ્ટિથી નીહાળી મહારાણા તરીકે માન્ય કર્યો. અને ક્ષત્રિય ધર્મને છાજતી રાજયરીતી મુજબ દરેક સરદારે નજરાણું કર્યું. ત્યાર બાદ વિનયપુર્વક નમન કરી તમામ સરદારો પોતાના સ્થાનકે આવ્યા. રણધીરસિંહજીને ઘણીજ નમ્રતાપુર્વક વિનવીને ત્યાંજ રોકવામાં આવ્યા. અને ભોજન વિગેરેથી યોગ્ય સત્કાર કર્યો. ક્ષુધાને શાંત કરી નિશ્ચિંત મનથી આનન્દિત વાર્તાલાપ કરતા બેઠા. તે વખતે મહારાણાએ કહ્યું કે આપ સુવર્ણનગરી નજીક કયા સ્થાનકે રહેતા હતા. અને નિડરપણાથી રહી શકાય તેને માટે શું યોજના કરવામાં આવી હતી. તે વૃત્તાંત જાણવાને મારૂં ચિત્ત અત્યંત ઉત્સુક થઇ રહ્યું છે. તો જણાવવા કૃપા કરશો. આજ્ઞા-

નુસાર એ સર્વ વૃત્તાંત વિસ્તારપુર્વક રાજાની પાસે વર્ણુન કર્યું. મહારાજા તમામ વિવિધ કપટ કોશલ્યની વાર્તા સાંભળીને ક્ષુબ્ધ થયા. કેટલીકવારે તેમણે કહ્યું હે રણધીરસિંહજી પાછલી વાર્તાનો ક્ષોભ હવે યતૂકિંચીત દિલમાં ન ધરો, ભુલ્યા ત્યાંથી ફરી ગણો. ઈશ્વર સદા સારૂંજ કરશે. પરંતુ હવે આપણે સંકટ અને વિપત્તિમાંથી વહેલા મુક્ત થઇએ. તેને માટે હૃદયમાં પુર્ણ વિચાર કરો. અને તે વિચાર વેળાસર અમલમાં લાવો. અલ્પ સમય વિચાર કરી આજ્ઞાનું પ્રતિપાલન કરનાર વીરનર બોલી ઉઠયો કે, તેને માટે પહેલેથીજ યોજના ઘડી રાખેલી છે. અને તેજ યોજના મુજબ આપણું કાર્ય સિદ્ધ થશે. બોલેલા વાક્યથી ખુશ થતાં શું યોજના છે તે ઇચ્છા જણાવતાં ગંભીરતાપુર્વક જવાબ વાળ્યો કે આપણા મનોરથ સફળ કરવાનું પહેલું પગરણુ તો એજ છે કે સુવર્ણુનગરી નજીકના અમારા મૂળ સ્થાનકે રહેવુંજ હાલ તો આપણે ઉચીત છે. ત્યાં રહી યુક્તિપ્રયુક્તિથી ઉત્સાહપુર્વક આપણું કામ ચાલ્યા કરશે. સુવર્ણુનગરી નજીકનું સ્થાન હોવાથી રાજાને તે સ્થાન અનુકૂળ લાગ્યું. કારણુ કે, ત્યાંથી બાતમીદારો સુવર્ણુનગરીની હીલચાલની સત્વરે બાતમી મેળવી શકે. અને દુશ્મનને થપડ લગાવવામાં વિલંબ થાય નહિ તેમ હરહંમેશનો પેદા થએલો ઉજાગરો ઓછો થાય. ચાકર, વટેમાર્ગુ, દરવાન, ભંડારી, સુખાવાન, વિદ્વાન અને જેને માથે દુશ્મન ઝુઝી રહ્યો છે. તે

સદા જાગતાજ રહે છે. તે નિયમ અનુસાર આપણા મહારાજાને હંમેશાં ઉંઘમાં પણ ભણકારા વાગ્યાજ કરતા હતા. જે વસ્તુ ઉપર પ્રિયતા ઉત્પન્ન થાય છે. તેને તાત્કાળિક મેળવવાની ઇચ્છા પ્રદિપ્ત થાય છે. તેજ પ્રમાણે તેજ સ્થાનકે ઉપડવાની ઇચ્છા થતાં મહારાણાએ ઉત્સાહપુર્વક રણધીરસિંહજીને આજ્ઞા આપી. રણધીરસિંહજીએ મહારાજની જેવી આજ્ઞા; એમ કહી વિનયપુર્વક નમન કરી પ્રેમપુર્વક માન ભરી સલામી આપી. તેમ મહાન સતીને દંડવત્ પ્રણામ કરી રાજપુત વીર સૈનિકોના પડાવ તરફ કુચ કરી. રસ્તામાં ગમન કરતાં વિચાર કરવા લાગ્યો કે, ગમે તેવા સંકટો, ગમે તેવા પ્રતિબંધો, ગમે તેવા વિક્ષેપો ટુંકામાં કહીએ તો ઉદયાસ્ત આવે. તોપણ શૂરવીરતા અને દ્રઢતાપુર્વક કર્તવ્ય બજાવવામાંજ સમાએલી છે. ઇશ્વરેચ્છાથી જે કર્મનો મારે હાથે આરંભ થાય છે. તેનું ફળ ભવિષ્યમાં જે મળે તે ખરૂં. પુરૂષાર્થ ખાલી જતોજ નથી. પ્રભુ સૌ સારૂંજ કરશે. એવા ઉચ્ચત્તમ વિચારોની અભિલાષા ધરાવતો પડાવમાં આવી પહોંચ્યો. સરદારો ક્ષુધાને શાંત કરી કામકાજથી પરવારી, ઉત્સાહને ચમકાવતા એક બીજાના બળ પરાક્રમની વાર્તાને ચર્ચી રહ્યા છે. તેજ ક્ષણે રણધીરસિંહજીએ આવી મુકામ કુચ કરવાની પ્રબળ ઇચ્છા જાહેર કરી. તેમ તમામ સરદારોને સંબોધીને કહ્યું કે હે વીર નરો ! જેને તમે તમારો રાજા માન્યો છે. તેમ જે મહાન

સતીને તમે ધર્મભગિની ગણી છે. તે બન્નેને માનપુર્વક સાથે તેડી, સહીસલામત સુવર્ણનગરી નજીક આપણા મૂળના સ્થાનમાં મૂકામ કરાવો. એટલુંજ કહેતામાં અલૌકિક સ્વામિ ભક્તિ બજાવનાર વીરનરો સિંહગર્જના કરી, રાજાનો જય ઈચ્છી સતેજ થયા. તે સર્વના મુખારવિંદ ઉપર અખંડ ઉત્સાહ તેમ અપુર્વ તેજ ઝળકી ઉઠ્યું. તે વખતની ચંચળાઇ કોઈ જુદાજ પ્રકારની માલુમ પડી આવતી હતી. એક ક્ષણવારમાં વસ્ત્રાલંકારથી સજ્જ થઈ શસ્ત્રધારી બની બહાદુર યુવકો તૈયાર થઈ ગયા. રાજા તથા રાણીને માટે વાહન તૈયાર કરી પ્રફુલ્લ વદને મહારાણાને આમંત્રણ કરવામાં આવ્યું. આમંત્રણ ઘણાજ માનપુર્વક સ્વીકારી, મહુલીમાં જે મહાત્માને આસરે રહેલા છે. તેની પાસે અમૃત સમાન વિનયભરેલાં વચનોથી રજા માગી કેટલાક દિવસના સહવાસને લઇને ગદગદિત કંઠે જવાબ વાળ્યો કે આપનો વિયોગ હું કેમે કરી સહન કરી શકીશ નહિ. પણ અત્રેથી નીકળવામાં આપનું હિત સમાએલું છે. એમ સમજી રોકી શકતો નથી. પ્રભુ તમારૂં કલ્યાણ કરો ! મહાત્માએ આશિર્વાદ આપતાં તે પવિત્ર દંપતીને ભભૂતિનું તિલક કરી વિદાયગીરી કીધી. મહાત્માના ચરણાર્વિંદમાં સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરી પ્રસન્નતાપુર્વક સરદાર મંડળના પડાવ તરફ કૂચ કરી. પડાવમાં પહોંચતાં વીર શ્રેષ્ટ મહારાણાને જોતાંજ રણધીરસિંહજીએ પ્રેમપુર્વક પુષ્પોથી વધાવી લીધાં. સર્વે સર-

દારોનું હૃદય આનંદ અને ઉત્સાહથી ઉછળવા લાગ્યું. જય-
નાદની ગર્જનાઓ થવા લાગી. રાજા તથા રાણી પણ તેજ
ક્ષણે શુભ ચોઘડીએ પ્રેમપુર્વક દરેક સરદાર વર્ગની પ્રશંસા
કરતાં રથમાં બિરાજમાન થયાં. રાજા તથા રાણી બિરાજ-
માન થતાંજ દરેક સરદાર પોતાના ચંચળ અશ્વોપર અશ્વા-
રૂઢ થયા. એડીની ચાંપમાં ચાંપતાં, થનથનાટ કરી નચાવતા
પણ લગામથી ચંચળ અશ્વોને કાબુમાં રાખતા સરદારો રથની
આગળ અને પાછળ ટુકડી બંધ ગોઠવઈ, આકાશ ફાટી પડયું
હોય એવી વીરગર્જના સાથે જયનાદ કરતા બહાદુર વીર સર-
દારો, વિશ્વંભરને યાદ કરતા રસ્તો કાપવા લાગ્યા. ઝપ ટાબેર
રસ્તો કાપતાં, પર્વતો તથા વૃક્ષો વિગેરે સરદાર મંડળને તેમ
રાજારાણીને અભિવંદન દેવા તેમના જેટલા વેગથી સામા દોડતાં
આવતાં હોય તેમ ભાસવા લાગ્યું. ક્રમે ક્રમે એટલી બધી
ત્વરિત ગતિ કરવામાં આવી કે, હરકોઈ પદાર્થ પડખામાં-
થી પસાર થતાં પુરો નિહાળી શકાતો નહોતો. તે વખતે
અરણ્ય વિશ્વંભરે જાણે વેગમયજ બનાવી દીધું હોય એમ
ભાસવા લાગ્યું. ગતિમાન ઘોડાઓના પગના પડછંદાથી, પક્ષી-
ઓના અલૌકિક ટૌકારથી નાના પ્રકારનું સંગીત આનંદ
આપવા લાગ્યું. જોતજોતામાં અતિ વિસ્તીર્ણ અરણ્ય પસાર
કીધું. અને પર્વતની એક મોટી કરાડ સમીપ આવી પહોં-
ચ્યા. ને કરાડમાંથી પાતાળમાં ઉતરવા સીધો રસ્તો પાડેલો
: એમ બહારથી જણાવા લાગ્યું, પરંતુ તેજ ગુફામાં

રથ તેમ ઘોડા સહિત ઉતરવું શરૂ કીધું. અમાસની અંધારી રાત્રિને પણ બાજુપર મૂકે તેવું ત્યાં ધોળે દિવસે અંધારૂં જણાતું હતું છતાં પણ ધૈર્યતાપુર્વક પ્રયાણ ચાલુ રાખ્યું, તે રસ્તો પસાર થઈ રહેતાંજ જેમ જ્ઞાન પ્રદિપ્ત થતાં આત્મ સ્વરૂપમાં અજ્ઞાનનો નાશ થાય છે. સૂર્ય મંડળમાં અંધકારનો નાશ થાય છે. લક્ષ્મીની આવક થતાં દારિદ્રનો નાશ થાય છે. તેમ ખુલ્લા મેદાનમાં પગ મુકતાંજ અંધકારનો નાશ થયો, અલૌકિક પ્રકાશ નજરે પડયો. અને તે પ્રકાશમય જગ્યામાં થોડેક આગળ વધતાં અધિકાધિક રમણિયતા નિહાળવામાં આવી. નંદનવનથી પણ અધિક રમણિયતાવાળું ઉપવન નિહાળવામાં આવ્યું. સુવર્ણમય તથા મણિમય હજારો મહેલોની સ્પર્ધામાં ટપી જાય તેવો પ્રકાશિત મહેલ નજરે પડયો. મહેલની અંદરનો ચોક સ્ફાટિક મણિથી જડિત હોવાથી ચાંદની દીપી રહેલ હોય એમ ભાસતું હતું. સુર્યકિરણનો પ્રકાશ ચોક ઉપર નહિ હોવા છતાં તેનો ચળકાટ કાંઇ અલૌકિક માલુમ પડતો હતો. અને તે મહેલમાં નાના પ્રકારનું ફરનીચર એવી યુક્તિથી ગોઠવવામાં આવ્યું હતું કે અમૃતના સિંચન સમાન નેત્રો તૃપ્ત થયાં. એવી રીતે નાના પ્રકારની નિરીક્ષા કરી રાજા રાણી તથા સરદાર વર્ગે અદભૂત રસના દેતાં મૂકામ કર્યો. રાજા અજ્ઞાત ભૂમિમાં આવ્યા છતાં કોઈ પણ પ્રકારના તર્ક વિતર્ક કર્યા શિવાય તેમ મનોરાજ્યમાં સંકલ્પો કર્યા શિવાય આ-

અન્હિત દિવસો ઇશ્વર ઉપર એક નિષ્ઠા રાખી પવિત્ર મનથી હરહંમેશ સ્તુતિ કરતાં ગુજારવા લાગ્યો. તેમ અમુક અમુક દિવસે બળવાન, બુદ્ધિમાન, અને શુરવીર સરદારોને સંબોધીને કહેવા લાગ્યો કે હે વીરનરો! દિવસ ઉપર દિવસ વિચારમાં ને વિચારમાં ચાલ્યા જાય છે. એક વખત સાહસ કરી ઝંપલાયા શિવાય ફળ પ્રાપ્ત કરી શકાતું નથી. પૃથ્વીને સાચવવામાં તેમ સંપાદન કરવામાં ઘણા વિર પુરૂષોએ તેમ રાજાઓએ રણસંગ્રામમાં પોતાનું ધગધગતું લોહી રેડી વખત આવે પોતાના દેહનો ત્યાગ પણ કરેલો છે.

તેના વિષે જુઓ ભોજ પ્રબંધમાં કહ્યું છે કેઃ—

खनिः सर्वधनस्येयं देव दैत्य विमर्दिनी ।
भुभ्यर्थे भुमिपतयः स्वात्मानं नाशमयन्त्यपि ॥

અર્થ—હજારો દેવ અને દૈત્યનો સંહાર કરનારી જંને માટે પરસ્પર યુદ્ધ કરીને હજારો દેવ દૈત્યો મરણ પામ્યા છે. એવી આ પૃથ્વી સર્વ ધનની એક ખાણ છે. તે પૃથ્વી સંપાદન કરવા માટે રાજાઓ પોતાના દેહનો પણ ત્યાગ કરે છે. ( લડીને મરણ પામે છે. )

માટે હે વીરનરો! તમારી વજ્રભેદી હાકથી તેમ હથીયારોથી દુશ્મન દળને ભેદીને ઉદયનો માર્ગ ખુલ્લો કરો.

વળી જે નરપિશાચ, અધમ રાજા નામ ધરાવ્યા છતાં પૃથ્વીને સંપાદન કરી શકતો નથી. તેમ રક્ષણ કરી શકતો થીનનું તે જીવતર જ નકામું છે.

જુઓ કહ્યું છે કેઃ—

उपभोगाय च धनं जीवितं येन रक्षितम् ।
नरक्षिता तु भूर्येन किं तस्य धनजीवितैः ॥

જે રાજા ઉપભોગ માટે ધનનું અને જીવનનું રક્ષણ કરે છે, પરંતુ પૃથ્વીનું રક્ષણ કરતો નથી, તે રાજાનાં ધન અને જીવિત શું કામનાં?

માટે હે વીરો! હવે બાહોશી દેખાડવાનો સમય આવ્યો છે. બેહોશ ન થશો. પરાક્રમ કરી દેખાડી તમારૂ ક્ષત્રિય તેજ ઝળકાવો. ખાલી મને રાજા તરીકે માની, મારી વ્યાકુળતાને દબાવવાની ખાતર મોંઢેથી વાતો કરી આશ્વાસન આપ્યા કર્યાથી દહાડો ન વળે. હું મારા મહેલમાંથી નદીમાં નીકળી શકાય તેવા ભોંયરામાંથી નિરાધાર બનવાથી નીકળી; નાઠો છું. અને આખરે અહા પણ ભોંયરામાં પડી રહ્યો છું. તેથી મોંઘેરા માનવ જીવનનું સાર્થક શું થાય?

વળી કહું છું કે દુઃખ, ગરજ, દુશ્મનાઈ, ભક્તિ, લાજ, હાનિ અને છિનાળી એ સઘળાં થોડાં હોય તોપણ ઘણાંજ જણાય છે. માટે હે સ્નેહશીલ ક્ષત્રિય તનુજો મને આ દુઃખ મોટામાં મોટું ભાસે છે. હું તો મારા ગુરૂશ્રીને શરણે શાંતિમાંજ હતો. પરંતુ કહેવતમાં કહ્યું છે કે ધર્મ, પૈસો, ધાન્ય, ગુરૂશ્રીનાં વચનો અને ઔષધ એ પાંચેનું હંમેશાં ગ્રહણ કરવું. એ કહેવત અનુસાર ગુરૂશ્રીના વચનને વખાણી

લઈ આશાભેર ત્યાંથી નીકળી ચુકેલો છું. અને તેમના કહેવા મુજબ મારી મનોવ્યાધીને દૂર કરી શકે તેવા પરદુઃખ ભંજન સરદારોનો સહવાસ મારા સદ્‌ભાગ્યે પ્રાપ્ત થયો છે. અને આપ સર્વેએ મને શુરવીરતા ભરેલું વચન પ્રથમથીજ આપેલું છે. વીર પુરૂષોનું વચન એકજ વાર હોઈ શકે છે.

કહ્યું છે કેઃ—

દોહરો.

સિંહ ગમન પુરૂષ વચન, કેળ ફળે એક વાર;
ત્રિયા, તોરણ, ને હમીરહઠ, ચડે ન બીજી વાર.

માટે હે મહાન પરાક્રમી ક્ષત્રિય તનુજો આપનું આપેલું વચન યાદ કરો. વળી વિશેષમાં વિનયપૂર્વક નમન કરતાં જણાવું છું કે—યૌવન, ધન, સંતતિ અને સત્તા એ ચાર પૈકીનું કોઈની પાસે એક હોય તોપણ મહાન અનર્થ કરવામાં કદી પાછો પડતો નથી. પરંતુ હું તો પતિજ્ઞાપૂર્વક આપ સર્વેને જાહેર કરૂં છું કે રાજ્યતખ્ત હાથ લાગ્યા પછી આ ચારે બાબત એકી સાથે મારી પાસે હોય તોપણ મારો ધર્મ નહિ ચુકું. દ્રઢતાપૂર્વક સમાન વૃત્તિથી મારૂં હરહંમેશનું કાર્ય ઇશ્વરને હૃદયમાં સ્થાન આપી કર્યા કરીશ. પણ ઉન્નમત્ત નહિ બનું તે નહિજ બનું.

તમામ વિચક્ષણ સરદારો રાજાની આ પ્રકૃતિ તરતજ ઓળખી ગયા. અને બોલ્યા કે મહારાજ વિપત્તિની ઘોર આફત આપણે માથે ન આવી પડે અને તન-મન-ધનથી

પ્રયત્નપૂર્વક એવો યોગ સાધીએ કે વગર વિલંબે, બીન અડચણે આપણે આપણા કાર્યમાં ફતેહ પામીએ. પ્રસંગવશાત્ અમો અમારી અમર કીર્તિ પ્રાપ્ત કરવા નહિ ચુકીએ.

એટલામાં એક બુદ્ધિમાન સાહસિક વીરયુવક બોલી ઉઠયો કે ગૌબ્રાહ્મણપ્રતિપાળ રાજન મને એક સરળ રસ્તો સુઝી આવ્યો છે. અને તે કામ નિમકહલાલીથી બજાવવા તૈયાર છું. આવું બોલતાની સાથે પ્રફુલ્લ વદને તમામ સરદારો મુંગે મ્હોડે આતુરતાથી તેના તરફ જોઈ રહ્યા. પછી મહારાજની આજ્ઞા થતાં તે વીર યુવકે રાજા તરફ દૃષ્ટિ કરી જણાવ્યું કે, વિપત્તિની ભયંકર આફતમાંથી મુક્ત થવાને હે રાજન ! જે ભોંયરૂં આપને અનુકુળ પડયું હતું. તેજ ભોંયરૂં આપણુને લાભ આપશેજ આપશે, એમ મારો અંતર આત્મા કબુલ કરે છે. માટે હે વીર નરેશ ! આપ ચીંતા ન કરો. આપ આપના હૃદયમાં આનંદ લાવી, મુખમંડળ ઉપર ઉત્સાહને ઝળકાવો. હું આ તુચ્છ શરીરના કદાચ આફ્ત આવે ટુકડે ટુકડા થઇ જાય, ત્યાંસુધી પાછી પાની કરનાર નથી. પરંતુ તે ભોંયરૂં સહીસલામત છે કે નહિ. તેમ તે ભોંયરા માર્ફતે આપણું કાર્ય સિદ્ધ કરવાનો સરળ માર્ગ મળશે કે કેમ ? તેની તજવીજ કરવાને હું હાલને હાલ તે તરફ જવાને તૈયાર છું. હું મારો નિશ્ચય કદાપી બદલીશ નહિ. તેમ શિર જતાં સુધી મારૂં બોલેલું વચન મિથ્યા જવા દઇશ નહીં.

જુઓ તેને માટે ગંગ કવિશ્વરે કહ્યું છે કે:—

**કવિત.**

કાંતો બોલ બોલીયે ના, બોલીયે તો ડોલીયે ના;
બોલ એસો બોલિયે જો, બોલીયે સો કીજીયે.
કાંતો કિત[1] જાયે ના, જાયે ફિર આયે ના,
સુરકા સમીપ મીટ[2], મારાયે કાં મરિયે.
કાંતો પ્રિત જોરિયે ના, જોરિયે તો તોરિયે ના;
જોર એસા જોરીયે જો, કુરિ સામે જરિયે.
કેત કવિ ગંગ ભાટ, મરદહુકા યહી ઘાટ;
ખારનીમેં શીશ ડાર, મૂશરે[3] ન ડરિયે.

માટે મહારાજની જેવી આજ્ઞા એમ કહી વિનયપૂર્વક સલામી આપી ઉભો રહ્યો. દરેક સરદાર ઉમંગે ખુશી બતાવતાં બાહોશ વીરનરને શાબાશી આપી. રાજાએ પણ તેજ ક્ષણે ભોંયરામાં પ્રવેશ કરવાની ચોક્કસ નિશાની આપતાં જણાવ્યું કે હે વીરનર! જો આપ આપની પ્રતિજ્ઞા અનુસાર ચાલશો, તો બેધડક રીતે ખુશીથી કામ કરી ફતેહ મેળવી ચાલ્યા આવશો. આપ સર્વેની મદદથી એટલીજ મારી તૃષ્ણા પૂર્ણ થાય એવી મારી માગણી છે. હું લોભને લંબાવી મારી તૃષ્ણાને વધારવા માગતો નથી. કેટલાક લોકો ધારેલી ઇચ્છા પૂર્ણ થતાં તૃષ્ણાને વધાર્યા શિવાય રહેતા નથી. તેને માટે એક કવિએ કહ્યું છે કે:—

---

૧ કિત=લડવા જવું. ૨ મિટ=નજર; ૩ મુશળ=સાંબેલું.

## મનહર છંદ.

હતી દિનતાઈ ત્યારે, તાકી પટેલાઈ અને;
મળી પટેલાઇ ત્યારે, તાકી છે શેઠાઇને.
સાંપડી શેઠાઈ ત્યારે, તાકી નૃપતાઇને;
મળી નૃપતાઈ ત્યારે, તાકી દેવતાઈ અને;
દીઠી દેવતાઈ ત્યારે, તાકી શંકરાઇને.
અહો રાજ્ય ચંદ્રમાનો, માનો શંકરાઇ મળી;
વધે તૃશનાઇ તોય, જાય ન ભરાઇને.

માટે હે ભાઇઓ સંતોષમાંજ સુખ સમાએલું છે, તે હું સારી રીતે સમજું છું. તૃષ્ણાથી તરસ્યો માણસ આનંદમાં રહી શકતો નથી, મને વિશેષ તૃષ્ણા નથી. તે માટે યોગ્ય શબ્દોમાં મારા અંતઃકરણની સરળતા તથા ભાવિક્તા આપ સર્વેને દર્શાવી છે. પોતાની દૃષ્ટિ સમીપ ઉભેલા વીર અજબસિંહને આજ્ઞા આપી અને કહ્યું કે નામ પ્રમાણે આપની બુદ્ધિ, વીરતા, શૌર્ય તેમ સાહસ પણ અજબ છે. માટે સત્વરે એ કાર્યમાં આપ ફતેહ મેળવશો, માટે સર્વાનુમતે આપને તે કાર્યને માટે રજા આપવામાં આવે છે. રજા મળતાંજ તે વીરનર ક્ષુધાને શાંત કરી, વસ્ત્રાલંકારથી સજ્જ થઈ શસ્ત્રધારી બની, શુભ શુકન જોઈ, ભોંયરાની અંદર આવેલા શ્રી મહાકાળીના દેવાલયમાં પ્રવેશ કર્યો. અને નીચેની સ્તુતિ બોલવા લાગ્યો.

# મહાકાળીની સ્તુતિ.

## છંદ—ભુજંગીની ચાલ.

કરૂં સેવના તાહરી માત દેવા,
બ્રહ્મા વિષ્ણુ આદી મહાદેવ જેવા;
જપે શેષ પોતે જુએ દેવી ન્યાળી,
મહા કષ્ટ ભાગો ભજુ માત કાળી. ૧

દેવી દાનવોને મહા દુઃખ દીધાં,
તેના શીર છેદી રૂધિર પાન પીધાં;
બીજા દહીત નાઠા તને દેવી ભાળી. મહા૦ ૨

કીધી કેસરી આડ સિંદુર રાતી,
નાકે વેસરી વાળી દીસે સોહાતી;
ઓઢી ચુંદડી પંચરંગી વીશાળી. મહા૦ ૩

ધર્યાં ખડ્ગ ખાંડાં ત્રિશુળ દેવી સોહીએ,
વાજે ડાક ઘંટા તણે નાદ મોહીએ;
પાએ ઘુઘરી વાજતી હાથ તાળી. મહા૦ ૪

દેરે ડુંગરે ચાચરે વાસ તારો,
જળે નિર્જળે સ્વર્ગ વાટે સધારો;
ધર્યું રૂપ ધાતા વિધાતા તું બાળી. મહા૦ ૫

મહા મુઢ હુતો તેને બુદ્ધિ દીધી,
જઈ ભોજ પાસે સવા લક્ષ લીધી;
કીધો દાસ કાળી પાવાગઢ વાળી. મહા૦ ૬

નમ્યા માન મુકી મયા તેને કીધી,
આપી રાજરિદ્ધિ વળી અષ્ટસિદ્ધિ;
કીધા છત્રધારી અરી સર્વ ટાળી. મહા० ૭
કીધા ગિરધરે શ્લોક 'માતાના આઠે,
ભણે સાંભળે કે કરે નિત્ય પાઠે;
ચિરંજીવી જીવો સદાયે સુખાળી. મહા० ૮

એ પ્રમાણે માતાજીની વિનયપુર્વક સ્તુતિ કરી હર્ષભેર દેવાલયમાંથી બહાર નીકળી ધરતી માતાને નમન કરતો સુવર્ણનગરી નજીક હોવાથી પગપાળો ચાલી નીકળ્યો. અને વિનયપુર્વક કહેતો ગયો કે મારા આવતા સુધી શાન્તિ જાળવી આનંદમાં દિવસ નિર્ગમન કરજો, અને હું બનતે પ્રયાસે ફતેહ મેળવી સત્વરે પાછો આવીશ. એ નિશ્ચયપુર્વક માની મારા વચન ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખજો. ગમે તે પ્રકારે આ ભોંયરાને શોધી કહાડી કામ પાર પાડવું. એવા એવા સંકલ્પો કરતો ઉમંગભેર સત્વરે ત્વરિત ગતિથી સુવર્ણનગરી તરફનો માર્ગ કાપવા લાગો. જોતજોતામાં સંધ્યાકાળનો સમય થવા આવ્યો. જંગલનાં ઉડતાં પક્ષીઓ પણ દ્રષ્ટિ આગળ ઉડતાં બંધ પડવા લાગ્યાં. સૂર્યનારાયણ અદ્રશ્ય થયા, તારાઓનો પ્રકાશ દીપી નીકળ્યો. તે વખતે જંગલમાં ગોથાં ખાવા લાગ્યો. તોપણ હીંમત નહિ હારતાં, કુતરાંઓના ભસવા ઉપર દિશા બાંધી ચાલવા લાગ્યો. અ-

થડાતોકુટાતો દશ ઘટીકા રાત્રિ જતાં સુવર્ણનગરીના દરવાજા સમીપ આવી પહોંચ્યો. પરંતુ દરવાજો બંધ થએલો જોવામાં આવ્યો. એટલે રાજાની આપેલી નિશાની મુજબ નદી તરફ જવાને ક્ષત્રીય તનુજ વીરયુવક કિલ્લાની બાજુએ બાજુએ ચાલવા લાગ્યો. ભાગ્યવશાત્ સરળ માર્ગે ચાલવાથી વગર વિલંબે નદીમાં આવી પહોંચ્યો. અપુર્વ થાકથી તેમ ક્ષુધાથી આકુળવ્યાકુળ થઈ ગએલો હતો. છતાં પણ નિરાશ નહિ થતાં આનંદભેર નદીની ભેખડો ચડી ઉતરી નિશાની પ્રમાણે બતાવેલા મહેશ્વરના દેવળ આગળ આવી પહોંચ્યો. આ દેવાલયમાં સહેજસાજ વિશ્રામ લેવો ધારી, શ્રી મહેશ્વરને ભાવપુર્વક નમન કરી બેઠો. થોડીવાર વિશ્રાંતિ લીધા બાદ સહેજસાજ આણેલું ભાથું આરોગ્યું અને મહાદેવના દેવાલયના પાછળના રસ્તાથી નદીમાં ઉતરી જળ પી શાંત થયો. બાદ અદભૂત પરાક્રમ દર્શાવવા આગળ ધસ્યો જતો હોય તેમ ઉમંગભેર ભેખડો ચઢતો મહેશ્વરના દેવળ સમીપ આવી પહોંચ્યો. પોતે આ :કાર્યમાં સફળતા પામે એવા ઉત્સાહથી ભોંયરાનું મુખ તપાસી કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મહાન પરિશ્રમ વેઠીને, અથાગ બુદ્ધિ બળ, વાપરીને ચાંદનીના ચળકાટની મદદથી ભોંયરાનું મુખ શોધી કહાડવામાં શ્રેષ્ટ નીવડયો. મુખ માલૂમ પડતાંજ અતૂલ્ય આનંદ પ્રાપ્ત થયો. અને તીવ્ર અસિ, ઘસીને કમ્મરે કસીને લંગોટ લગાવી, મલ્લની :માફક શ્રી મહેશ્વરનાં યથો-

ગાન ગાતો, આનંદ માનતો, પોતાનું સાર્થક કરવાને મુસ-
વાટાબંધ ચાલવા લાગ્યો. જરૂર આ કાર્યમાં હું જય પા-
મીશ, એવું મનોબળ ધરાવતો ત્વરિત ગતિએ વગર વિલંબે
ભોંયરાને બીજે છેડે આવી અટકયો. પરિચય નહિ હોવાથી
ચમત્કારી ઢાંકણુને શોધવા લાગ્યો. પ્રબળ બુદ્ધિ વાપરી,
અનહદ પ્રયત્ન કરી ઢાંકણુ શોધી કહાડવામાં સફળ થયો.
તેનું મુખ ગોળ પત્થરથી ઢાંકેલું હતું. કોઈ પણુ એમ ન
સમજી શકે કે આ ભોંયરાનું મુખદ્વાર છે. પરંતુ દ્રઢ સં-
કલ્પ ધરાવનાર ક્ષત્રીય તનુજ પોતાની બુદ્ધિના પ્રભાવથી
શોધી કહાડવામાં ભાગ્યશાળી થયો હતો. ત્યાં ઉભો રહી
વિચાર કરવા લાગ્યો કે દુઃખ વગર સુખ નથી, અને પરિ-
શ્રમ શિવાય ફળ નથી. વળી જેને રાજા તરીકે માન્ય કરી
શિરછત્ર ગણ્યો છે. તેના ધક્કા ખાવામાં કોઇ વખત દુઃખ
દારિદ્રનો નાશ થશેજ થશે.

કહ્યું છે કે:—

## દોહરો.

નિત્ય રહે દરબારમાં, ધક્કા ધણીના ખાય;
કોઈ દિન લેહેર સમુદ્રકિ, દુઃખ દાળીદર જાય.

વળી ઉદ્યોગનો હાથ તંગીને નસાડે છે, માટે ઈશ્વર
નામ સ્મરણુ કરી આ કાર્ય ધીરજથી પાર પાડવું જો-
ઈએ. વળી આ કાર્યમાં હૃદયપૂર્વક પ્રયત્ન કરવામાં મન

પાછું ન પડે, માટે મારી આ પવિત્ર તલવારે સ્પર્શ કરીને ગંભીર સોગંદ ખાઉં છું કે, હું મારો ઉત્સાહ જરી પણ મંદ પાડીશ નહિ હંમેશાં નિયમ છે કે ભલું કરનારનું ભલુંજ થાય છે. સજ્જન પુરૂષનું લક્ષણ બીજાનાં વિત્ત, વૈભવ અને સંપત્તિ જોઈને આનંદ માનવામાંજ સમાએલુંજ છે. અને પરદુ:ખે દાઝી, પોતાના પ્રાણની આહુતિ આપવામાં જે પાછો પડતો નથી તેનુંજ જીવતર આ દુનિયામા અમુલ્ય છે. કહ્યું છે કે:—

છપ્પો.

જગમાં જીવ્યો તેહ, જેણે પરદુ:ખ જઈ કાપ્યાં;<br>
જગમાં જીવ્યો તેહ, જેણે અણભય પદ આપ્યાં;<br>
જગમાં જીવ્યો તેહ, ખ્યાત ચાલી દશ દિશે,<br>
જગમાં જીવ્યો તેહ, કુળ તાર્યું લઘુ વેષે;<br>
જગમાં તો તે નર જીવીયો, જશે વિમળ ગુણ જાણીયો;<br>
સામળ કહે જીવ્યો તેહ નર, પરકાજે દે પ્રાણીઓ.

આ પ્રમાણે પોતાના ઉંચ્ચ વિચારોની અભિલાષા પોતાનાજ મનને દર્શાવી પોતાનો પ્રયત્ન શરૂ કર્યો. સમર્થ કામ કરવામાં પ્રથથ વિપત્તિની ભયંકર આફતમાં ઝકડાવું પડે છે. એમ ધારી, અતુલ્ય બળ વાપરી ઢાંકણને સહેજ-સાજ ખસેડવામાં સફળતા પામ્યો. કહ્યું છે કે:—ઉદ્યમ, ચતુરાઈ, સુંદરતા, ધિરજ અને વિચારશક્તિ એ ઉદય પામ-

વાનાં ચિન્હ છે. એમ ધારી હર્ષપુર્વક બળ વાપરી યુક્તિસર પત્થરને ઉથલાવી નાંખ્યો, ઉથલાવી નાંખતાંજ સાવધાનતા રાખી પ્રબળ અગ્નિમાં ઝંપલાવાનું સાહસ કરે, તેમજ કુળાભિમાન ધરાવનાર ક્ષત્રિય વીર તલપીને ઉપલા ભાગમાં નીકળી આવ્યો. તો તે ભાગના ઓરડાનાં ચારે તરફનાં બારી બારણાં બંધ જોવામાં આવ્યાં. ગંભીર અને શાન્ત ચિત્ત રાખી નિશ્ચિંતપણાથી ઉભા રહેતાં જણાયું કે અત્રે બહારના પહેરા શિવાય કોઈપણ માણસનો મુકામ નથી. પણ શુભ મહુર્તેજ દાખલ થયો હોય તેમ એક પછી એક રસ્તા જડવા લાગ્યા. જોડેના એક પ્રચંડ વિશાળ ઓરડાના દ્વારને અઢેળીને વિચાર કરતાંજ તેના ધક્કાથી તે ઉઘડી ગયું. તેથી તે સુખરૂપ તે વિશાળ ઓરડામાં પેસવા પામ્યો. આગપેટીની મદદથી સહેજ પ્રકાશ પાડતાં માલૂમ પડયું કે રાજયનું રક્ષણ કરવાને માટે, તેમ શત્રુથી બચવાને માટે દારૂ ગોળા અને તોપો શિવાય અત્રે કંઇજ નથી. જોતાંજ ઘડીભર વિચારમાં પડ્યો કે હવે મારે શું કરવું. અનેક તરંગો મગજમાં બદલાઇ ગયા. તત્કાળ વિચાર સુઝી આવ્યો કે દારૂગોળો નષ્ટ થાય તો રણક્ષેત્રમાં લડતાં હજાર દરજજે ફાવી શકીશું. ચોકીવાળા નિરંતર જાગતાજ માલૂમ પડવા છતાં પણ પોતાનું વિરત્વ બતાવવામાં સાહસ ખેડયું. ક્ષણવાર થોભી જઇ દીર્ઘ વિચાર કરી પોતાને નીકળવાનો માર્ગ શોધ્યો. તેજ વિશાળ ખંડનું પાછલું એક દ્વાર ખુલ્લું કરી,

ભવ્ય રાજમહેલની દરકાર કર્યા શિવાય યુક્તિપુર્વક ચારે બાજુથી દારૂને સળગાવી દીધો. અને પોતાના સ્વામીનો જય ઇચ્છતાં ઉતાવળી ગતિએ પાછલા દ્વારથી નીકળી જઇ એક બાજુએ લપાઇ ગયો. કહ્યું છે કે લીલું તે સુકુ થવાનું, નવું તે જુનું થવાનું, ગરમ તે ઠંડુ થવાનું તેમ આસ્તિ તેની નાસ્તી એ સૃષ્ટિનો અચળ નિયમ છે. એ નિયમ અનુસારજ આજ સુધી આસ્તીમાં રહેલો મહેલ નાસ્તીના રૂપમાં બદલાઈ ગયો. દારૂ અને દેવતા એકઠો થયો, ત્યાં પુછવું જ શું. ભડભડાટ કરતો અગ્નિ ચારે બાજુએ ફેલાઈ ગયો. અકસ્માત અગ્નિ ઉત્પન્ન થએલી જોતાંજ બહાર રહેલા પહેરાવાળાઓ ગભરાઈ ગયા. તેઓએ કીકીયારણુ કરી મૂક્યું, ગડબડાટથી અને ધડાકાથી વાતાવરણ ગાજી ઉઠ્યું, રાજગઢીના દરવાજા ખોલી નાંખવામાં આવ્યા. જોતજોતામાં હજારો લોકોની મેદની ભરાઈ ગઈ. ઓલવવામાં આગેવાન થઈ રાજાને પ્રિય થઈ પડવાની ઘણા માણુસોને ઇચ્છા પ્રદિપ્ત થઇ. પણુ કયો વીરનર દારૂ ગોળાના સપાટા આગળ બાહોશી બતાવવા તૈયાર થાય ! ઘણા માણુસોની મેદનીમાં તેમના ગરબડાટનો લાભ લઈ વીરનર અજબસિંહજી કેટલીક ચર્ચા જોયા બાદ રાજગઢીના દરવાજામાંથી પોતાના નિવાસ તરફ પસાર થઇ ગયો. રાજાને લાહ્યની ખબર પડતાં રોમાંચિત ખડાં થઈ ગયાં. ધડકતે હૃદયે, શય્યાથી વિરક્ત થઈ પોતાની હાજરીથી લાહ્ય વહેલી હોલાય એવી અભિલાષાએ વિલાસ

ભૂવનને ત્યાગી પળવારમાં ત્યાં આવીને ખડો થયો. મુંગે મ્હોડે ક્ષણભર મીટ માંડીને જોઇ રહ્યો. ચારે બાજુએ પ્રસરેલી લાહ્ય હોલવો કે ના હોલવો એ સરખું જ છે.

આ મહેલમાં કંઇજ બચવાનું છેજ નહિ. એવો દીર્ઘ વિચાર કરી, બળાત્કારે ચિત્તને શાંત કર્યું. આજુબાજુનાં ભૂવનો દુર હોવાથી તે બાબતની શાન્તિ હતી. તરતજ રાજાએ એક નોકરને બોલાવી બેસવાને માટે આસન મંગાવી બેઠો. દરેક જગ્યાએ દ્રષ્ટિ ફેરવતાં કેટલોક સરંજામ સળગતા મહેલની પાસેજ જોવામાં આવ્યો. પ્રધાન, સેનાધિપતિ, સરદારો તેમ કેટલાક નોકર ચાકરોની હાજરી હોવા છતાં તે ઉપર તે લોકોની કાળજી નહિ જણાવાથી અંતઃકરણમાં કોપની જ્વાળાનો ઉદ્ભવ થયો. કોપનાં ભયંકર ચિન્હો તેના મુખમંડળમાં પ્રત્યક્ષ દેખાવા લાગ્યાં. તેથી એકદમ દરેકના શિરપર અપશબ્દોની વૃષ્ટિ વર્ષાવતો ગર્જના કરીને કહેવા લાગ્યો કે, અરે ! રાજપુત કુળમાં અંગાર ઉત્પન્ન થએલા દુષ્ટો ! રાજ્યને અહિત થયા ઉપર તેમ રાજ્યને નુકશાનના બોજા ઉપર આવેલું જોતાં પણ તમોને ખેદની લાગણી ઉત્પન્ન થઈ હોય એમ જણાતું નથી. અગ્નિથી ખંડેખંડ ધમધમી ઉઠયો છે. છતાં પણ તેને હોલવવાની બેદરકારી બતાવી એક દીપમાળ જોવા એકઠા થયા હો એમ જણાઇ આવે છે. વળી આ લડાઇને માટે કીંમતી કેટલોક સરંજામ સળગતા મહેલની પાસે હોવા છતાં તેને ખસેડવાનો યત્

કિંચીત પ્રયત્ન કર્યો નથી. અને એક શબવત્ જડ બની ટગરટગર જોયા કરો છો. તે તમારી નામરદાઈ બતાવી આપે છે. તમો નિર્જીવ જેવા, હીંમત વગરના રાજસ્થાનને શોભાવી શકતા નથી. પણ ઉલટા રાજ્યને જોખમમાં લાવો છો. જાઓ તમારા જેવા નાલાયકોનું મુખાર્વિંદ જોવા માગતોજ નથી. એકાએક રાજાનાં કુવચનો સાંભળી આશ્ચર્ય પામી એક બીજાના મોં સામું જોવા લાગ્યા. તમામ જનસમુહ વચ્ચે થએલું અપમાન સરદાર વર્ગને અતિશય ભારે થઈ પડયું. દુનિયામાં જુસ્સો ચઢાવનાર ઘણું કરીને ત્રણ છે હિંમત, વાજું અને વચનબાણ. તેજ પ્રમાણે આ સર્વેને લાગી આવ્યાં. રાજાને તિરસ્કારની દૃષ્ટિએ જોતાં કેટલાક તો પલાયન થઈ ગયા. અને એક વયોવૃદ્ધ સરદારને કંઇક કહીને ખસવું યોગ્ય લાગવાથી બોલ્યો કે દુનીયામાં ત્રણ ચીજો અશકય થઈ પડે છે. રાજાઓની અકલની ખામી, સગાંવહાલાંની દુશ્મનાઈ અને ધંધાવાળાની અદેખાઈ તેમજ હે રાજા અમે તારી ખામીઓ સુધારી શકયા નથી. તેમ દિવસે દિવસે તું અભિમાનમાં છલકાતો જાય છે. તેનું પરિણામ શું આવશે. તે કલપી શકાતું નથી. જો કહ્યું છે કેઃ—

### ભુજંગી છંદ.

અહંકાર જો રાવણે ખુબ રાખ્યો,<br>
ચડી ચોટમાં મોતનો સ્વાદ ચાખ્યો.

કર્યો વાંદરે હાલ બેહાલ કેવો,
અહંકારમાં સાર છે યાર એવો.

વળી કહ્યું છે કેઃ—

મોતીદામ છંદ.

ગયો પડી રાવણુનો પણુ ગર્વ,
સમા પર શત્રુ થયા જન સર્વ-
નક્કી થયું પ્રાણુ તણું નુકશાન,
ભજો ભગવાન તજો અભિમાન.

ક. દ. ડા.

માટે હે મિથ્યા અભિમાન ધરાવનાર રાજા ! હજુ પણુ સમજ અને કેવળ અહંકારનાજ પ્રતાપથી લંકાનો મહાન સ્મર્થ રાજા રાવણુ રોળાયો છે. તો તું અલ્પ રાજ્યનો ધણી, અહંકાર ક્યાં સુધી રાખી શકશે. અમે તને હંમેશાં એક દિવાનાનો માફકજ બકવાદ કરતો માનીએ છીએ. મારા જેવો દિલ ખોલીને કહેનાર આજસુધી તારી નજરે નહિ પડયો હોય. બસ લે હવે છેલ્લા પ્રણુામ. તે અને તેના અંગિત સરદારો જોતજોતામાં રાજાની દષ્ટિ સમીપથી અદ્રશ્ય થઈ ગયા. રાજા મિજાજખોર ભમર ચઢાવી કરડાકીમાં મુંગે મ્હોડે તાકીને જોઈ રહ્યો. ઉત્તર આપવાનો યત્ કિંચીત્ વિચાર સૂઝી આવ્યો નહિ. પ્રધાન, સેનાપતિ વિગેરે તાબેદારીને આધીન રહી, અંતઃકરણુથી તિરસ્કાર આપતા, એક બીજા સામું જોતા ઉભા જ રહ્યા.

વાચક—આ વાત હાલ ક્ષણવાર મુલ્તવી રાખી. મહા- રાણા ચંદ્રકિશોર તરફ દ્રષ્ટિ કરીએ.

અજબસિંહજીના અજાયબી ભરેલા અજબ કામથી થ- એલા ભડાકાના અવાજ ચંદ્રકિશોરવાળા ભોંયરામાં પહોંચી ગયા હતા. અને કંઈક નવાઇ ભરેલું કામ સરદાર અજબ- સિંહે અવશ્ય કરેલું છે, એમ વાતોના ઝપાટા ચંદ્રકિશોર સમક્ષ તમામ સરદાર મંડળ કરી રહ્યા છે. તે વખતે મહાન સમર્થ કામ કરી, વિજળીની માફક ત્વરિત ગતિએ, ચાલતો વીરનર, અજબસિંહજી વગર વિલંબે જોતજોતામાં ભોંયરા- વાળા મુકામે આવી પહોંચ્યો. અને બનેલી સ્વીસ્તર હકી- કત સર્વ સમક્ષ વિગતવાર જાહેર કરી. આતુર અને અ- ધીરા બની રહેલા સર્વ જણે ધ્યાન પુર્વક સાંભળી. પછીથી તુરતાતુરતજ સર્વાનુમતે ઠરાવ કર્યો કે આવાજ પ્રસંગે આપણે ફાવી શકીશું. જુદા જુદા ભાગોમાંથી એકદમ તે લોકો સૈનિકોને એકત્ર કરી શકશે નહિ. માટે આપણે ગ- ણ્યા ગાંઠ્યા માણસો હોવા છતાં ફાવી શકીશું; એમાં શંશય નથી. ઠરાવ થતાંજ દરેક જણને તૈયાર થવાની આજ્ઞા રણ- ધીરસિંહજીએ આપી દીધી. આજ્ઞા મળતાંજ તમામ સર- દારો જયનાદ કરતા, અખંડ ઉત્સાહ દર્શાવતા. તૈયાર થ- વાને તત્પર થયા. યુદ્ધના આરંભની રાહ જોનાર સરદારો સંકોચ વિના આખી જીંદગી પર્યંતની સાર્થકતાનો જાણે આજેજ દિવસ આવ્યો છે એવો ઉમંગ દર્શાવતા શસ્ત્રધારી

બની ગયા. અને જોતજોતામાં પોતાના ચંચળ અશ્વોને તૈયાર કરી અશ્વારૂઢ થયા. મહારાજ ચંદ્રકિશોર પણ સતીની રજા લઈ શસ્ત્રાસ્ત્ર ધારીને યુદ્ધમાં આગેવાની ભર્યો ભાગ લેવાને તૈયાર થયા અશ્વારોહી તમામ સરદારો નિયમસર રાજાને સલામી આપી રાજાના સહાયક સૈનિકો બની ઝપોઝપ ગુફાની બહાર નીકળવા લાગ્યા, રાજાની તેમ રણધીરસિંહજીની અનુમતિ પ્રમાણે ટુકડીબંધ ગોઠવાઈ સુવર્ણનગરીના રસ્તે દોડતે ઘોડે પસાર થયા. શત્રુ સાથેના વિગ્રહમાં કદી પણ પાછી પાની ન કરે, એવી પ્રતિજ્ઞા ધારણ કરેલા વીરનરો. રાજા સહિત ઊંચે શ્વાસે, દોડતે ઘોડે સુવર્ણ નગરીમાં આવી પહોંચ્યા. અલૌકીક બળશાળી સરદારો યુક્તિપુર્વક રાજગડી નજીક આવી પહોંચ્યા. લાહ્યને લીધે તમામ દરવાજા ખુલ્લા કરવામાં આવેલા હતા. પછી અડચણ આવેજ ક્યાંથી? કોઈપણ જાતનો વિલંબ કર્યા શિવાય ભીમનાદ કરતા અતૂલ્ય સાહસ બળથી તીવ્ર દ્રષ્ટિને ફેરવતા રાજગડીમાં ઘુસી ગયા. ગતિમાન ચંચળ અશ્વોને ચારે બાજુ ફેરવતા તલવારને ચલાવવા લાગ્યા. કંદમૂળ ઉપર ફરતી છરીની માફક એક પછી એક દુશ્મનોનાં માથાં ધડ ઉપરથી ઉરાડી દેવા લાગ્યા. હથિયાર વગરના ઘણા વીરનરો, વિકાળ તલવારનો ભોગ થઈ પડ્યા. અચાનક આફતથી ગભરાટ અને બુમરાણ થઈ રહી, મહા પ્રયત્ને નસાય તેમ નાસવા લાગ્યા. લગભગ ઘણી સંખ્યા જોતજોતામાં વિખ-

ચઈ ગઇ શેષ રહેલામાંથી કેટલાક વીરનરોની વિકાળ તલ-વારના ભોગ થઈ પડ્યા. આખા નગરમાં ઘુમરાણ થયા છતાં પણ રીસથી ભરાએલા સરદારો મદદમાં આવી શક્યા નહિ. જુજ માણુસોનું પાણી મરી ગયું. આવા સિંહ પુરૂષો સામે ફાવી શકીશુંજ નહિ. એમ ધારી નાસાનાસ કરી મૂકી. તે તકનો લાભ લઈ વીર નર રણધીરસિંહજી વીજળીની માફક તલવારને ચમકાવતો ઝપાટાબંધ ઘોડા ઉપરથી ઉતરી પડ્યો. અને ક્ષણમાત્ર પણ વિલંબ નહિ કરતાં એકદમ રાજા ના-ગરાજ ઉપર ધસી ગયો, અને તેની બોચી પકડી બોલી ઉઠ્યો કે, પરલોકનો મહેમાન થવાને તૈયાર થા. તારૂં પા-ષાણવત્ હૃદય ચીરી ધર્મીષ્ટ મનુષ્યોના હૃદયને શાંતિ આ-પવા તૈયાર છું. બોલ હવે શું કહેવા માગે છે? વિશ્વંભરને યાદ કર! અને જે ધર્મિષ્ટ રાજાની બીનહક્કે ગાદી દબાવી પડ્યો છું તે આ સુવર્ણનગરીના ખરા નરેશને પગે પડ. એટલાજ શબ્દો રાજા ચંદ્રકિશોરને કાને પડતાં બોલ્યો કે, બસ–બસ–બસ! તેને લેશમાત્ર પણ દુભવ્યા શિવાય જીવતો પકડો. તરતજ બીજા બેચાર યુવક સરદારો મદદમાં જઈ પહોંચ્યા, અને ગૌરવથી અંધ બનેલા રાજાને બંધીવાન બ-નાવી, મહારાજ ચંદ્રકિશોર સમીપ ખડો કર્યો. હુકમ થતાંજ પાસેના એક મહેલના ભાગમાં તેને કેદ કરવામાં આવ્યો. તે વખતે સહવારનો પ્રહર ચાલી રહેલો હતો. પોતાનો જય થવાથી રાજા ચંદ્રકિશોરનું હૃદય આનંદથી ઉભરાઇ રહ્યું

હતું. તેથી પોતાનો દરબારી મહેલ ખોલી દરબાર ભરવાની તરતજ આજ્ઞા કરી. સર્વોત્તમ વીર–નર રણધીરસિંહજીએ તરતજ એ આજ્ઞાને અમલમાં મૂકી. જયનાદની ગર્જનાઓ શરૂ કરી. પોતાનાજ સરદારોની માર્ફત ગામમાં ડુંડી પીટાવી કે, તમારા અસલના મહારાજાધિરાજ ચંદ્રકિશોરનો અમલ અત્યારથી શરૂ થયો છે. માટે તે આનંદોત્સવમાં ભાગ લેવા તમામ સરદાર વર્ગે તેમ વિદ્વાનો, પંડિતો તેમ સંભાવિત ગૃહસ્થોએ હાલને હાલ દરબારમાં હાજરી આપવી. દુષ્ટ નાગરાજના ભયથી કંપિત થઈ રહેલા તમામ જનસમૂહનાં હૃદય આનંદથી ઉભરાવા લાગ્યાં. પ્રેમ અને ઉત્સાહથી સર્વગુણસંપન્ન રાજા ચંદ્રકિશોરના દીર્ગાયુષ્ય સાથે જય ઈચ્છવા લાગ્યા. આખરે સત્યનોજ જય છે. એમ ઉમંગભેર અંદર અંદર વાતો ચલાવવા લાગ્યા. નાનાવિધના અધર્મ તથા કુકર્મોનો ભયાનક અધિકાર વ્યાપેલો આજે નષ્ટ થયો છે. જાણી તમામ લોકોએ અત્યંત હર્ષભેર દરબારમાં જવાની તૈયારી કરી. ગામનું તમામ જનમંડળ વાર્તાવિનોદ કરતું જોતજોતામાં રાજગડીના દરવાજા સમીપ એકઠું થયું. પરંતુ તેજ ક્ષણે સરદાર વર્ગના એક વયોવૃદ્ધ પુરૂષે રાજન ચંદ્રકિશોર સમીપ આશીર્વાદ આપતાં કહ્યું કે, તારૂં રાજ્ય અવિચળ રહો; અને દીર્ઘકાળ પર્યંત પ્રજાનું રક્ષણ કરી, ધર્મ રાજ્ય ચલાવો. પંરતુ અસલ રાજ્યરીતિ મુજબ તમામ નગરીમાં સરઘસ ફેરવ્યા બાદ દરબાર ભરવો જોઇએ,

એટલી અમારા સર્વની ઉમંગભરી આકાંશા પુર્ણ કરો. રાજાએ વયોવૃદ્ધ સરદારનું માન રાખી તે પ્રમાણે યોજના કરવાની આજ્ઞા આપી. તરતજ રણધીરસિંહજીએ સરઘસની તમામ સામગ્રી તૈયાર કરવામાં બાહોશી બતલાવી; અને સરઘસની શરૂઆત થઈ. કેટલાક પાયદળ સૈનિકોને આગળ ગોઠવવામાં આવ્યા. ત્યાર પછી અશ્વારોહી સરદારોને ખુલ્લી તરવારે ગોઠવવામાં આવ્યા. તેની પાછળ સોના ચાંદીની મિશ્રીત અલૌકિક અને સુંદર અંબાડીવાળા હાથીને મહારાજ ચંદ્રકિશોર માટે ગોઠવ્યો. પાછળ પણ ખુલ્લી તલવારે સવારોને રાખવામાં આવ્યા. વચ્ચે વચ્ચે નાના પ્રકારનાં વિધવિધ વાજીંત્રોવાળાને રોકવામાં આવ્યા. શુભ ચોઘડીયાના શુભ મહુર્તે મહારાજ ચંદ્રકિશોરને હાથી ઉપર બિરાજમાન કરી સરઘસ ફેરવવાની શરૂઆત કરી. તે વખતે ગામની અઢારે વર્ણનો એટલો બધો પ્રેમ જોવામાં આવ્યો કે, જેનું વર્ણન અત્રે થઈ શકેજ નહિ. તમામ શહેર ધ્વજા પતાકાથી આસોપાલવનાં તોરણોથી તેમ નાના પ્રકારની ખુબસુરત ચીજોનાં તોરણોથી શોભી રહ્યું હતું. પડદાનસીન બાઇઓને પણ એટલો બધો પ્રેમ ઉત્પન્ન થયો હતો કે ગુપ્ત રીતે ઝરૂખામાં બેસી રાજન ચંદ્રકિશોરને પુષ્પથી વધાવી લેતી હતી. પ્રજા મંડળનો અનહદ ભક્તિભાવ જોઈ રાજન ચંદ્રકિશોર આશ્ચર્યચકિત થયો; અને મન સાથે વિચારવા લાગ્યો કે, ગત રાજાએ પ્રજા સાથે અત્યંત કઠોરતા દર્શાવી છે,

તેનેજ પરિણામે તેને તિરસ્કારની દ્રષ્ટિએ જોતાં મને માન આપી રહ્યા છે. માટે ગુન્હાની પૂર્ણ તપાસ કર્યા શિવાય કોઈપણ વ્યક્તિનું મન હું દુભાવીશ નહિ. એવા વિચારો કરતો, વિશ્વંભરને વારંવાર યાદ કરતો, પોતાના દુઃખનો અંત આવી ગયો છે એમ માનતો પ્રફુલ્લ મુખાર્વિંદે પ્રજાવર્ગની સલામો ઝીલવા લાગ્યો. નાના પ્રકારનાં વાજીંત્રોના તાનથી તેમ રમણીય સુંદરીઓના અલૌકિક સંગીતથી શહેરનો રાજમાર્ગ જોતજોતામાં પસાર થઇ ગયો. કલ્લોલ કરતું તમામ સરઘસ રાજગડીના દરવાજે આવતું ખડું થયું. વખત નહિ વીતાડતાં મહારાજ ચંદ્રકિશોર હાથી ઉપરથી ઉતરી ચાલવા લાગ્યા. જયનાદની ગર્જનાથી રાજગડી ગાજી ઉઠી, નેકીદારોની નેકીના તેમ છડીદારોના પોકારના શબ્દ સાથે મહારાજ ચંદ્રકિશોરે દરબાર ભૂવનના ચોગાનમાં પગ મૂકયો. તેજ વખતે રાજ્યપુરોહિતે વખતનો સંયોગ બરાબર નહિ હોવાથી ચિત્તમાંહી ચતુરાઇ વાપરી, રાજન ચંદ્રકિશોરને કુંકુમ તિલક કરી, મંગળમાળ આરોપી આશિર્વાદ દેતાં કહ્યું કે હે પૃથ્વી પતિ ! આ અવનિતળમાં અવિચળ રાજ્ય તપે, તેવું શુભ મહુર્ત કાલ સવારે નવ વાગતાં છે. માટે દરબાર ભરવાનો કાલ ઉપર મુલતવી રાખો, બ્રાહ્મણનું વાકય શ્રતાંજ તેના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી તે વાત કબૂલ કરી. અને પાસેનાજ બીજા ભૂવનમાં મુકામ કર્યો. તમામ પ્રજા-

વર્ગ જયનાદની ગર્જનાઓ કરતા, પોતપોતાને મુકામે વિખ-રાઈ ગયા. અને રાજ્ય અંગિત માણસો બીજા દિવસની દરબારની તૈયારીમાં ગુંથાયા.



## પ્રકરણ તેરમું.

પ્રભાતનો પહોર થતાંજ દરબાર ભરવાની તૈયારી થવા લાગી. સૂર્યકિરણનો ઝળકતો પ્રકાશ ચારે બાજુ ફેલાવા લાગ્યો. તે વખતે દેવળોમાં આરતીની ધામધુમ થઈ રહી હતી. અને એક બાજુએ દરબારભૂવનમાં આનંદોત્સવથી છત્રીસે વાજાં ટકોરખાનાની સાથેજ વાગી રહ્યાં હતા. જેવાં કેઃ--

### છપ્પો.

તાલ[૧] મૃદુંગ[૨] ત્રુઇ[૩] ઢોલ[૪], રવાજ[૫] સારંગિ[૬] સતારી;[૭]<br>
વેણુ[૮] વશી[૯] જંત્ર,[૧૦] તંબુરો[૧૧] ને ત્રોતારી[૧૨].<br>
ઝાંસી[૧૩] નરઘાં[૧૪] ભેર,[૧૫] નફેરી[૧૬] ડફ[૧૭] શરણાઇ;[૧૮]<br>
ભુંગળ[૧૯] સુરગિ[૨૦] કરનાટ,[૨૧] ડાક[૨૨] ડમરૂ[૨૩] ગોમુખાઈ[૨૪]<br>
ખંજરી[૨૫] મંજીરા[૨૬] મોરચંગ,[૨૭] શખ[૨૮] ઉપંગ[૨૯] નોબત[૩૦] બધી;<br>
એક[૩૧] બે[૩૨] ચો[૩૩] ખટ[૩૪] નવ[૩૫] બારના[૩૬], તારતણાં છત્રિશ મળી.

કાવ્યદોહન.

ઉપર પ્રમાણેનાં દરબાર ભૂવનમાં વાજીંત્રોનો નાદ થતાં તમામ જનસમુહ ઉપર એટલું બધું વશિકરણ થયું કે, દરબારમાં આવવાની તાબડતોબ તૈયારીઓ કરવા લાગ્યા અને જોતજોતામાં માણુસોની ભરતી થવા લાગી. ત્યાંની તે વખતની શોભા ઇંદ્રપુરીને હરાવે તેવી જનસમુહની આંખને આનંદ આપવા લાગી. બરાબર ટાઇમ થતાં શુભ મુહુર્તે રાજન ચંદ્રકિશોર વસ્ત્રાલંકારથી સજ્જ થઇ, અસીને કમ્મરે કસી પ્રૌઢ દબદબા ભરેલા રાજપોશાકને ધારણ કરી, બંદીજનો તેમ નેકીદારોની નેકીના ઘણી ખમાના શબ્દ સાથે દરબાર ભૂવનમાં પગ મૂકયો. રાજ્યધર્મને છાજતી રીતી મુજબ રાજ્યતખ્તને સલામી આપી ધર્મિષ્ટ રાજન મહારાજાધિરાજ ચંદ્રકિશોર રાજ્ય તખ્ત ઉપર બિરાજમાન થયા. બિરાજમાન થતાંજ સંભાવિત ગૃહસ્થોએ, વિદ્વાનોએ, પંડિતાએ અને સરદાર વર્ગે પોતપોતાના આસને બિરાજમાન થઈ દરબારભૂવન શોભાવ્યો. વિદ્વાન પંડિત બ્રાહ્મણોના મુખે વેદધ્વનિ થવા લાગી. બંદીજનોના મુખેથી આશીર્વચનો સંભળાવા લાગ્યાં. કવિ લોકોએ પોતાની કવિતદ્વારા રાજાની પ્રશંસા કરી બાદ શાંતિનો ફેલાવ થયા પછી રૈયતવર્ગે તેમ અન્ય સંબંધી જનોએ આ પ્રસંગે જે હૃદયપૂર્વક આનંદ ઉત્સાહ દર્શાવ્યો છે, તેનો આભાર માનવાની ખાતર, તેમ રૈયતવર્ગને બે શબ્દ કહેવાની ખાતર રાજન ચંદ્રકિશોર એકાએક ઉભો થયો; અને ક્ષણુવાર દરેક તરફ

દ્રષ્ટિ કરીને બોલ્યો કે, હે મારા ક્ષત્રિયકુળભૂષણ વીરનર સરદારો, સદ્‍ગૃહસ્થો, વિદ્વાનો, પંડિતો, કવિઓ ને અન્ય સંબંધી જનો હું ટુંકામાં બે શબ્દ આપને કહેવાની રજા લઉં છું, કે આપ સર્વેએ આ માંગલિક કાર્યમાં જે આનંદ અને ઉત્સાહ દર્શાવ્યો છે તેને માટે આભાર માનવામાં આવે છે. તે ઉપરાંત વિશેષમાં જણાવું છું કે, ગત હકીકત યાદ કરી અત્રેના કોઈપણ શખ્સે એમ ન ધારવું કે રાજા આપણા ઉપર રોષ રાખશે. પરંતુ કુદરતને ઓળખનાર, ભાવી ઉપર વિશ્વાસ રાખનાર, દિલાવર દિલનો માણસ કોઇના ઉપર વેર રાખતોજ નથી. પણ વખત આવે અવગુણ ઉપર ગુણ કરી બતાવે છે. કહ્યું છે કે:- -

## કુંડળિયો છંદ.

ભલો બુરાઈ ના કરે, સંકટ પડે હજાર;
તાસ વદન પર શ્યામતા, ધરેજ નહિં લગાર.
ધરેજ નહિં લગાર, વૃક્ષ જેસા ચંદનકા;
લીપટે સરપ અનેક, તોય મન લપટે મનકા.
કથે સુ કવિયા કાન, તજે નહિં ઉજવળતાઇ;
સંકટ પડે હજાર, ભલો ના કરે બુરાઈ.

માટે હે ભાઇઓ કોઇપણ પ્રકારનો સંશય ધરાવ્યા શિવાય પ્રેમપાસથી બંધાઇ રાજ્યનું સારૂં ઈચ્છી, તમારા કુળ ધર્મ પ્રમાણે વર્તી કાર્ય કરશો તેમાંજ તમારી શોભા છે. રાજા

પ્રજા ઉપર પેટ ભરે છે, વૈદ્ય રોગી ઉપર, વેપારી ગ્રાહક ઉપર, વિદ્વાન મૂર્ખ ઉપર, ભિખારી ઘરબારી ઉપર, એમ એક બીજા ઉપર પેટ ભરે છે. માટે રાજાઓએ પ્રજાને દુઃખ દેવું એ પોતાના પેટ ઉપર પગ મૂકીને પોતાનેજ દુઃખ દીધા બરોબર છે. એ હુ સારી રીતે સમજુ છું. રાજા તે એક વૃક્ષ સમાન છે. અને પ્રજા તે તેનાં મૂળીઆં સમાન છે મૂળીઆંની મદદ શિવાય વૃક્ષ ટટાર રહી શકતું જ નથી. તેમ તેને પોષણ પણ મળી શકતું નથી. તેજ પ્રમાણે આ રાજ્ય પ્રજાવડેજ છે. માટે કોઇ પણ વખત મારાથી અન્યાય થએલો આપના જોવામાં નહિ આવે. તે હુ પ્રતિજ્ઞાપૂર્વક બંધાઉં છું. એટલામાં એક કવિશ્વરે ઉઠીને કહ્યું કે, મહારાજ જે મોટા છે, તે પોતાને નુકશાન થાય, કદાચ દુઃખી થાય, તોપણ પોતાની મોટાઈ દર્શાવે છે. કહ્યું છે કેઃ--

### કવિત.

આંબેકે વૃક્ષકો જો, પથ્થરસેં મારે તોબી;
દેતાહે અમૃતફલ, અવગુન ન આને હે.
પૃથ્વીકો પેટ ફોરી, પાનીકું નિકાસત સો;
જગતકો જીવાવત, તો મમતા ન માને હે.
કેતો દુઃખ સહત યહ, કપાસ જગ સુખ કાજ;
બૈસ્તર બિન કૈસી લાજ, રૈયતે જહાને હે.
કનક પરાયે કાજ, તાડન ઔર જાડન સહે;
એસેહિ ઉપકારી, દુઃખહિકો સુખ માને હે.

માટે આપ ક્ષત્રિયભૂષણ મહારાજાધિરાજ સત્ય રીતે રાજકાર્ય ચલાવી દુનિયામાં અમર નામના કરશો. એવી પ્રજાવર્ગને ખાત્રી થાય છે. વળી વિશેષમાં કહેવાની રજા લઉં છું કે, જે રાજા કરેલા ઉપકારનો બદલો વાળતો નથી, ઇંદ્રિયોને વશ રાખતો નથી, નિર્મળ ન્યાય આપતો નથી, વળી પ્રસન્ન થએ શિરપાવ આપે નહિ, ગુન્હેગારને યોગ્ય સાશન કરે નહિ. તે રાજાને તેની પ્રજા ચાહતી નથી. પણ જે રાજ્યકર્તા પોતાની પ્રજાને પોતાના પ્રાણ બરાબર ગણે છે. તેની પ્રજા રાજાને અમ્મર ચાહે છે.

કહ્યું છે. કેઃ—

### ઇંદ્રવિજય છંદ.

વાંસ વળી સળી જાય ભલે પણ,<br>
મોભ તણો કદી ક્ષોભ ન થાશો;<br>
ડાળખી પાન ખવાય ભલે,<br>
થડ મૂળ ખચીત કદી ન ખવાશો.<br>
કોઈક અંગ કપાય કદી પણ,<br>
મસ્તક એક કદી ન કપાશો;<br>
સોય જનો દલપત્ત કહે પણ,<br>
સો જણુનો સરદાર ન જાશો.

બારબાદ એક પંડિતે ઉભા થઇને કહ્યું કેઃ—

**सठदमनमशठ पालनमाश्रित भरणं च राज चिन्हानी**
**अमिरोष पट्टवद्धां बाल व्यजनं त्रणस्यापि ॥**

મૂર્ખ લોકોને શિક્ષા કરવી, પંડિત જનોનું પ્રતિપાલન કરવું અને આશ્રિત જનોનું ભરણપોષણ કરવું એજ રાજ-ચિન્હ છે.

જો કે સાધારણ લોકો તો જેને રાજ્યાભિષેક થયો હોય, તથા રાજપટ્ટ બાંધેલ હોય અને ચમર વિંજાતાં હોય, તેને રાજચિન્ર કહે છે, પણ તે ઉપરનાંજ ચિન્હ છે. કેમકે જો ઉપર કહેલાં ત્રણ રાજચિન્હ હોય તો તે તો એક ગુમડું હોય તેના ઉપર પણ ઔષધીઓનો અભિષેક થાય છે, પાટો પણ બાંધેલો હોય છે; અને માખીઓ ઉરાડવા ચમરી પણ વીં-જવી પડે છે. તેથી શું તેને રાજચિન્હ કહેવાં? યથાર્થ રાજ-ચિન્હ તો તેજ કે જે પ્રથમ કહેવામાં આવ્યાં છે.

આ પ્રમાણે તે પંડિતનાં અલૌકિક યુક્તિભર્યા વાકયોને શ્રવણ કરી રાજા અત્યંત ખુશી થતાં પોતાના વિદ્વાન પંડિ-તની પ્રસંશા કરી અને પોતાની પ્રેમીપ્રજાને હરહંમેશ સં-તોષમાં રાખવાની પ્રતિજ્ઞા કરી.

ત્યાર બાદ આનન્દિત સંગીત તેમ નૃત્ય શરૂ થયું.

આ તરફ રણધીરસિંહજીએ દરબાર ભરાતાં અગાઉ મ-હાન્ સતી તેજબાને પોતાના ખાસ વિશ્વાસુ સરદારોને મેના

સહિત તેડવા મોકલવામાં આવ્યાં હતાં. દરબાર વિસર્જન થતા પહેલાંજ ત્વરીત ગતિથી વગર વિલંબે વિરયુવકોએ મહાન્ સતીને આણી મૂકયાં મહારાણી આવ્યાની ખબર થતાંજ ગામના સંભાવિત ગૃહસ્થોની, વિદ્વાનોની, પંડિતોની, સ્રીઓએ તેમ સરદાર વર્ગની પડદાનસીન બાઇઓએ તેમ અન્ય સ્રીઓએ મહારાણી સમીપ હાજરી આપી. દરબારભૂવનના પાસેનાજ ખંડમાં તમામ સ્રીમંડળ ભેગું થયું. દરેકની સાથે પ્રેમપુર્વક ભેટયા. પછી સર્વ સ્રીમંડળ સમક્ષ મહારાણી બોલ્યાં કે બહેનો–આજનો દિવસ માંગલિક અને આનન્દિત છે. તોપણ મારે કંઈક કહેવાની ઇચ્છા થાય છે તો તેમાં જે કાંઈ ભૂલચુક થાય તેની માફી આપશો. મને અત્યાર સુધીમાં અચાનક જે જે આફતો આવી છે. તે સર્વ હકીકત નિવેદન કરતાં ઘણો વખત જાય–તેમ ધારી ટુંકામાંજ કહું છું કે હું રખડતી રઝળતી મહાન અરણ્યમાં એક મઢુલીમાં નિવાસ કરતી હતી. છતાં પણ મારો નિત્ય નિયમ ચુકતી નહોતી. અને તેનાજ પ્રભાવથી આજનો માંગલિક દિવસ પ્રાપ્ત થયો છે. અને તેવીજ રીતનું નિત્ય કર્મ દરેક સ્રીએ કરવુંજ જોઇએ.

જુઓ સાંભળો:—હંમેશાં સૂર્યનારાયણ ઊગતાં પહેલાં સૌભાગ્યવતી સ્રીએ પરમાત્માનું નામ સ્મરણ કરતાં પતિ પહેલાં ઉઠી ઇશ્વરનું નામ સ્મરણ કરવું. પરમેશ્વરને તેમ પતિને નમન કરી હસ્તનાં દર્શન કરવા કેમકે:—

**कराग्रे वसति लक्ष्मीः कर मूले सरस्वती ।**
**करमध्ये तु गोविंदः प्रभाते करदर्शनम् ॥**

એટલે કે હાથના આગલા ભાગમાં લક્ષ્મી, હાથના મૂળમાં સરસ્વતી, અને હાથના વચલા ભાગમાં ગોવિંદ એટલે પરમેશ્વર વસે છે. માટે પ્રભાતમાં હસ્તનાં દર્શન કરવાં. ( વિધવા સ્ત્રીએ પરમાત્માને નમન કરવું ) સૌભાગ્યવતી સ્ત્રીએ હરહંમેશ કુમકુમનો ચાંલ્લો કર્યા શિવાય રહેવું નહિ. કોઇ પણ અતિથીને બનતા સુધી પાછો કાઢવો નહિ. પોતાના ઘરની શક્તિ પ્રમાણે ધન, વસ્ત્ર, અન્ન, ફળ કે જળ વિગેરેનું દાન કરવાનો નિયમ રાખવો. રોગીને ઔષધ, થાકેલાને આસન, તરસ્યાને પાણી અને ભૂખ્યાને ભોજન આપવું. કાયા, વાચા અને મનવડે હરકોઇ મનુષ્યને આપણાથી બનતી મદદ આપવા ચુકવું નહિ. ઉત્સાહપૂર્વક ચતુરાઈથી રસોઈ કરી પતિને તેમ અન્ય જમનારને પિરસવું. બાદ સૌભાગ્યવતી સ્ત્રીએ **नमः कान्ताय सर्वदेवाश्रयाय ॥** એ મંત્ર બોલી પતિને નમન કરવું. રસોઈ કરી રહ્યા પછી અગ્નિને આહુતિ આપવી. ગોગ્રાસ અને શ્વાનનો ભાગ, જુદો કાઢી મુકવો; અને તેજ વખતે કોઇ ભૂખ્યો, અતિથિ અભ્યાગત મળે તો તેને આદરપૂર્વક ભોજન કરાવવા ચુકવું નહિ. વળી વિશેષમાં કહું છું કે, સંધ્યાકાળ થતાં પહેલાં તુરત પવિત્ર થઈ પ્રથમ ઘીનો દીવો કરવો. અને ત્યાર પછી તેલના દીવા પ્રગટવા. કોઇપણ દીવો દક્ષિણ દિશા તરફ મૂકવો નહિ.

दीपो ज्योतिः परब्रह्म दीपो ज्योतिर्जनार्दनः ॥
दीपो हरतु मे पापं संध्यादीप नमोस्तु ते ॥
शुभं करोतु कल्याणमारोग्यं सुखसंपदं ॥
शत्रु बुद्धि विनाशंच दीप ज्योतिर्नमोऽस्तुते ॥

એ પ્રમાણે દિવાની પ્રાર્થના કરી નમસ્કાર કરવો, તે પછી આચમન પ્રાણાયમ કરી શ્રી શિવાય નમઃ ॥ અથવા શ્રી વિષ્ણુવે નમઃ એ મંત્રનો બને તેટલો જપ કરવો.

બ્હેનો! રાત્રે સુતી વખતે પણ અગસ્તિ, માધવ, મુચુકુંદ, મહામુની કપીલ અને આસ્તિક એ પાંચે સુખે સુનારાઓનું સમરણ કરવું. પછી પોતાના ઇષ્ટદેવને સમરી નિદ્રા વશ થવું. સ્ત્રીએ સદ્‌ગતિરૂપ પોતાનું પતિવ્રત ગણીને પતિની સેવામાં હરહંમેશ તત્પર રહેવું. પતિ ગુણવાન કે ગુણહિન હોય તોપણ ઇશ્વરરૂપ માની તેનાથી વિરૂદ્ધ એક પણ ડગલું ભરવું નહિ. નમ્રપણે બોલવું, પતિના જમ્યા પછી જમવું અને સુતા પછી સુવું. બ્હેનો! આ પ્રમાણે વર્તન રાખશો તો આ અસાર સંસારમાંથી છુટી આખરે પરમપદની પ્રાપ્તિ પામશો.

બ્હેનો! કહ્યું છે કે કંજુસ અને લોભીનું જીવન મેલું અને ઉજ્જડ હોય છે. માટે અતિશય કંજુસાઇ તેમ અતિશે લોભ ન જોઇએ. કેમકે તેથી ભવિષ્યની પ્રજા યોગ્યતાવાળી નીવડતી નથી. વળી કહ્યું છે કે "ખાનાર પીનારને

ખુદા દેનાર" એ કહેવત અનુસાર વર્તી બહોળે હાથે ખર્ચ ન કરવો કારણ કે, ત્રેવડ એ ત્રીજો ભાઈ છે. કરકસરથી બચાવેલું ધન કોઈ વખતે આફતમાંથી મુક્ત કરે છે. વળી બ્હેનો લોકોના તેમ જ્ઞાતિના ચઢાવવાથી કુલાઈ ને દીકરા અથવા દીકરીઓના લગ્નપ્રસંગે વરા કરવામાં દેવાદાર થવું નહિ. કારણ કે રોગી, સાધન રહિત, નિરંતર મુસાફર, પરઅન્નનો ભોગી, પરવશ, અતિશે દેવાદાર, નદીપાર ખેતી કરનાર અને બે નારીનો ભરથાર, તથા ઘણી દીકરીઓનો બાપ એ જીવતાં મરેલા છે. માટે પોતાના પતિને ખોટા ખર્ચથી રોકવા એ તમારી ફરજ છે.

વળી હે બ્હેનો! તમારે કોઈપણ પ્રસંગે નીતિબળ ચુકવું નહિ. સતી સ્ત્રીઓએ પોતાના શીયળનું અનેક લંપટ પુરૂષોથી રક્ષણ કર્યાના દાખલા પ્રાચીન ઈતિહાસમાં મળે છે. તે નીતિ બળથીજ.

નીતિબળજ અલૌકિક અને દૈવી છે. નીતિમાનની આગળ અનીતિમાન કંપે છે. એક અનીતિમાન પુરૂષ વિષે એવું કહેવાય છે કે, જયારે તેને કંઈપણ અનીતિનું કામ કરવું હોય ત્યારે પોતાના ઓરડામાંના સત્પુરૂષોનાં ચિત્રો ઢંકાવી દેતો. નીતિમાન પુરૂષોનાં ચિત્રોમાં આવો દૈવી પ્રભાવ છે. તો તે પુરૂષોના પ્રભાવનું તો કહેવુંજ શું ? નીતિનું આવું મહત્વ બુદ્ધિમાન પુરૂષો સમજી શકે છે. દરેક માણસ ધારે તો ઉત્તમ નીતિ ગુણો પ્રાપ્ત કરી શકે છે.

અને એ ગુણોનાં બીજ એવાં વવાય છે કે કેટલેક અંશે તેમની સંતતિમાં જન્મથીજ ઉતરે છે. એ નિર્વિવાદ છે. જે ઘરમાં પ્રાતઃકાળમાં ઉઠીને માબાપ ધાર્મિક કાર્યમાં પરાયણ થતાં હોય તે ઘરમાં ઉછરેલાં છોકરાંમાં ધાર્મિક વૃત્તિની છાયા પણ આવ્યા વિના રહે નહિ. જે ઘરમાં માબાપ ઉદ્યોગી, પવિત્ર, સત્યશીલ, સાધુ ને શિષ્ટ વર્તનવાળાં હોય ત્યાં છોકરાં પણ તેવાંજ થાય એ સ્વાભાવિક છે. તેમજ જે ઘ-રમાં માબાપ કુચ્છંદી, કાવોદાવો કરનારાં, ને રાક્ષસી વાણી વદનારાં હોય ત્યાં છોકરાંને એ દુર્ગુણોનો પાસ બેઠા વગર કેમ રહે ? ટુંકામાં, શુદ્ધ વાતાવરણમાં ઉછરેલાં છોકરાં શુદ્ધ થાય છે ને અશુદ્ધ વાતાવરણમાં ઉછરેલાં છોકરાં નાલાયક નીવડે છે. નીતિ કે અનીતિનાં બીજ આ રીતે ઘરમાંજ વવાય છે. માટે હે બ્હેનો નીતિમય જીવન રાખજો.

વળી હે બ્હેનો ! કવિશ્વર કૃષ્ણરામે કહેલા કળિકાળના વર્ણન વિષેના ગરબામાંથી ફક્ત સ્ત્રીઓ વિષે કહું છું તે સાંભળો.

### ગરબા છંદ.

પતિવ્રતાની પેર, નારી જનની નાઠી;
મરદાઈ ગઈ મેહેર, માનનીઓ થઇ માઠી.
દશ એકાદશ બાર, વર્ષે ગર્ભજ ધરતી;
વિહ્‌વળ થઇ વ્યભિચાર, કામનિયો બહુ કરતી.

થયા વામણા વેષ, આઠ હાથની સાડી;
લાજ રહી નહિ લેશ, તરૂણી ઉઠે તાકી.
ઠરી ન બેસે ઠામ, ઘરોઘરે અથડાતી;
દીલમાં ધારી દામ, પરપુરૂષોને ચહાતી.
જીભે ભરિયું ઝેર, બકોર કરતી બોલે;
વરથી રાખે વેર, ડાકણ સરખી ડોલે.
સાસૂને કહે શોક, વહુ સામી રહી વઢતી;
પછી મૂકતી પોક, રાંક સરખી રડતી.
મારે જો ભરથાર, સામું બોલે સડતું;
ખરો ધણીનો ખાર, કૂવે મૂકે જઈ પડતું.
સાસૂ પણ વહુ સાથ, કહે બાપની બઈયર;
લાંબા કરિને હાથ, શૂંણતાં સઘળી સઈયર.
નાગી થઈને નહાય, વખાણ ત્યાં પણ વાંચે;
શોચ જવાને જાય, એક કળશિયે પાંચે.
મળી કોઈને કોક, ત્યાં પણ બડબડ કરતી;
જેમ સાંભળે લોક, એ રીતે ઉચરતી.
વાટે કરતી વાત, કંઇક મળીને કળવળ;
જાણી જાય ન જાત, ખસે ન કરતી ખળખળ.
કલ્પિત કીધા એમ, ધર્મ દિવસ ધોવાના;
નિરખે નહિ કંઈ નેમ, પરવ દિવસ રોવાના.
કરે કમોતે મરણ, જો દિલમાં એ રૂઠે,
વ્યંગળ સરખાં વરણ, પુરૂષ પોકારે પુંઠે.

એક એકથી એક, આગળ પડે ઉજાતી;
અબળા મળી અનેક, પ્રૌઢ પરજિયા ગાતી.
ફૂટે કંઇ કપાળ, મૂકી ઉર ઉઘાડાં;
જણાય નહિ જંજાળ, સંઘટ પેઠાં ગાડાં.
સાયં પ્રાતઃકાળ, મુખ વાળીને રડતી;
લીંટ આંસુ ને લાળ, દેઈ જીવોને નડતી.
સેંજ સવારથ કાજ, પતિ પુત્રોને મારે;
દિલમાં રાખે દાઝ, હઠ પોતે નવ હારે.
અપરમાત થઈ આપ, દાસ પુત્રને દમતી;
પ્રૌઢ થાય જ્યાં પાપ, ત્યાં જઈ છાની જમતી.
ખાય શેર એકેક, તોય કહે નવ ભાવે;
લડે તજીને ટેક, પોળો ચાર જમાવે.
તેલ સરશિયું રાઇ, ખાતી એઠું ટાઢું;
શિક્ષાથી રીસાઈ, અબળા બોલે આડું.
છાની લેઈ જાય વસ્ત, મહિયરમાં મનમાની;
માંડે જુદ્ધ થઇ મસ્ત, પાછી ન ધરે પાની.
કાંઇને સાટે કાંઇ, વસ્તુ બતાવે બીજી:
ઘરના જન ઘરમાંઈ, ખરૂં કહેતા રહે ખીજી.
પીટ્યા કહીને ગાળ, શિશુને દેઈ પછાડે;
પતિતણી પ્રતિપાળ, કરે નહિં પણ ત્રાડે.
નગ્ન નદીને તીર, નરને તનુ નિરખાવે;
પતિને નિજ મંદિર, નિત્ય કરડવા ધાવે.

હાય હાય કહિ આધ, વાત કરે વિસ્તારી;
મૂકી નિજ મર્યાદ, નિર્લજ થઈ કુળ નારી.
વિવાહુ મંગળ·દિન, ભુંડું ગાતી ભામા;
જાત જાતના જન, સાંભળવા રહે સામા.
હોળીની પણ ઘેર, હઠી ખસે જ્યમ હારી;
ગાય ત્યમ પૂરણ પેર, નરને શૂણુતાં નારી.
નરધનને ધન પાત્ર, સુભાગવતી કે રાંડી;
મળી માનની માત્ર, કાંતે ચરખા માંડી.
શેરિયે કરતી સોર, શ્યામા શરમ ન આણે;
દિવસ ચઢે જ્યાં પહોર, ઘરમાં ઘંટી તાણે.
ઘરમાં હોય જો દુ:ખ, ગમતાં ન મળે ઘરેણાં;
મરડીને કહે મુખ, પાપે તમને પરણ્યાં.
છડે ન વીણે ધોય, તરત ન દેતી તડકા;
રસોઇમાં પણ હોય, કોયલા કેરા કડકા.
ચકલે ચકલે ગાય, ગરબા મળીને ઘણીઓ;
જાર જોવાને જાય, ભામા એવું ભણીઓ.
સાસૂ વહુને શીશ, પ્રથમ પે'રાવે વાડી;
અંતે કરતી રીસ, કહે ઘોડાની લાડી.
સાસૂ જોઇને સુખ, વહુ કેરૂં મન ખીજે;
વહુનું જોઇને દુ:ખ, સાસૂનું મન રીઝે.
અપર માત કે માત, સુતના ઘરમાં આવી;

જે કાંઈ આવે હાથ, તે તે જાય સઘાવી.
દીકરીઓ થઈ દૂત, ફોસલાવી લે માનું;
શળી ન પામે સુત. કરવા કાર્ય પિતાનું.
મરે જીવે ભરથાર, વગોવિ વિનતા વરને;
નીકળી જાય કુળનાર, લેઈ પારકા નરને.
શ્યામા સુતને કાજ, વીર્ય ધરે કંઈ કંઈનું;
મૂકે કુળની લાજ, જયમ પાસુ હોય ક્ષઈનું.
પિતા પુત્ર ભરથાર, સમ ખાવાને જૂઠે;
ચઢે ઘડી દિન ચાર, આંખ ચોળતી ઉઠે.
પતિનું કરે ન માન, માનનીઓ મન માન્યું;
સ્વારથની રહિ સાન, કળિમાં સગું કહ્યાનું.
કંથ પાસ બહુ કામ, ઘરનાં નિત્ય કરાવે;
ઘરનો કરી ગુલામ, અહરનિશા અથડાવે.
વિધવા પણ જણી બાળ, જઇ ટાંકામાં નાંખે;
ગુણવંતી થઈ ગાળ, સર્વ જનોની સાંખે.
પર પુરૂષોથી વાત, હસિ હસિ વાટે કરતી;
ઉઠી અરધી રાત, અબળા નવ ઓસરતી.
દેવ મંદિરે જાય, નિત્ય રઝળતી રામા;
અન્ય પુરૂષ અથડાય, સુંદરીઓના સામા.
ન કરે કદિયે નાર, સેવા નિજ સ્વામીની;
ખાંત કરે વ્યભિચાર, કાંતા જન કામીની.
જાણે પર ઘર [illegible], તેવી વાતો [illegible];

થાય પુત્રને પુત્ર, તોપણ પોતે જણુતી.
બાળા યુવતી વૃદ્ધ, ચડંબડતી નવ ચુકે;
બડબડ કરતી બોધ મમતા મનથીં ન મૂકે.

સાચી જૂઠી વાત, શૂણી લડાઈ લઢતી;
સમ ખાતી સાક્ષાત, રગડે રામા રડતી.
વાંધા પાડોં વિશેક, સવળે અવળું સમજે;
એક એકથી એક, ટક્કર લેવી ન તજે.

જંભા જાય ત્યાં જાન, પરનું થતું ન જાણે;
કરી એકઠું ધાન, છાંડે શરમ ન આણે.
કૃષ્ણ કથામાં વાત, એક એકથી કરતી;
કરે આપની વાત, કાન કથા નવ ધરતી.
મનમાં જાણે ડાહ્યાઇ, વરણુવ નિજનું ભાવે;
રૂડુ કહે રીસાઇ, જાય કથામાં નાવે.
કેટલાં કરૂં વખાણુ, કળિના જનનાં કંઠે;
ભજન પડે ભંગાણુ, વાણી વળતી વંઠે.

( કાવ્ય દોહનમાંથી )

ઉપર પ્રમાણે કવિતા ગાઈ રહ્યા બાદ મહારાણીએ કહ્યું કે બ્હેનો જેના પતિ અનિતીથી વર્તતા હોય તે બ્હેનોએ પોતાની ચાલાકીથી સુધારવા, અને નીતિને માર્ગે દોરવા. અને તમો સર્વેએ નઠારાં બૈરાંની સંગત ન કરવી. તેમ જો તેવાંનો સહવાસ થાય તો તેમને યોગ્ય શિખામણ આપી

સુધારવાં. અને નીતિને માર્ગે દોરવાં. જેથી તમારૂં કલ્યાણ થશે એટલામાંજ મહારાણીની પ્રસંશા સાંભળી, રાજન નાગરાજની રાણી એકદમ આવી સતીના ચરણાર્વિંદમાં પડી. શરણાંગતનું રક્ષણ કરો, અને મને દુઃખમાંથી મુક્ત કરો. મહાન્ સતી મહારાણી તેજબાએ રાણીને હાથ પકડી બેઠી કરતાં કહ્યું કે, સદા સુખી રહો. પતિસેવામાં તત્પર રહી આનંદથી દિવસો નિર્ગમન કરો. તેજ વખતે રાણીએ વિનયપૂર્વક જણાવ્યું કે, હે મહારાણી! તમારા રાજાને હાથે મારો રાજા બંધન થએલો છે. માટે તેને મુક્ત કરી મને સુખી કરો. એટલુંજ આ આપના માંગલિક પ્રસંગે માગી લઉ છું. મહારાણીએ ખુશી થઈ રાજન નાગરાજને મુક્ત કરવાનું વચન આપ્યું અને તરતજ રાજાને કહેવરાવી મોકલી. રાજન નાગરાજની રાણીને માનપૂર્વક પોતાની પાસે બેસાડી. આ તરફ રાજન ચંદ્રકિશોરને મહારાણીનો સંદેશો પહોંચતાંજ રાણીનો અત્યંત પ્રસંસા કરીને રાજન નાગરાજને છુટા કરી, પ્રૌઢ પોશાક પહેરાવી એક રાજા તરીકેના માનથી દરબારમાં લાવવાનો હુકમ કર્યો. આજ્ઞા થતાંજ રણધીરસિંહજીએ ક્ષણવાર પણ વિલંબ નહિ કરતાં રાજન નાગરાજને છુટો કરી, વસ્ત્રાલંકારથી વિભૂષિત કરી, દરબારમાં માનપૂર્વક આણી રાજન ચંદ્રકિશોરની પાસેનાજ આસન ઉપર બિરાજમાન કર્યો. તેજ વખત રાજન ચંદ્રકિશોરે કહ્યું કે, હે મણીનગર નરેશ! હું આપના તરફ વેરભાવ રાખી

કટાક્ષ નજરે જોતો નથી. પરંતુ એક રાજા તરીકે માની માનભરી દૃષ્ટિથી નિહાળી હું તમોને તમારૂં રાજ્ય પાછું સોંપું છું,એમ કહી તેને તલવાર બક્ષવામાં આવી. વિનયપૂર્વક સલામી આપતાં રાજન નાગરાજ બોલ્યો કે, હે નરેશ ! હે ધર્માવતાર ! અવગુણ ઉપર ગુણ કરનાર જવલ્લેજ કોઇ વીરલા હોય છે. તેમાંના એક ક્ષત્રીવટ ધરાવનાર ધર્માવતાર આપ પોતે છો. અને હું હરહંમેશ આપનો જય ઇચ્છું છું. તેજ વખતે મસામ દરબાર ગર્જી ઉઠયો. સત્યનો જય-જય-જય-મહાન્ સતી-નો જય-જય-જય. બાદ દરબાર વિર્સજન થયો.

**સમાપ્ત.**

# અગાઉથી રૂપીઆ આપી આશ્રય આપેલા આશ્રયદાતાઓનાં મુબારક નામ.

રૂ. ધરમપુર સ્ટેટ.

૧૦ શ્રીમંત મહારાજાશ્રી પ્રભાતદેવજી સાહેબ.

૬ મહીડા ઠાકોર સાહેબ મોહનબાવા ભીમબાવા.

વડોદરા.

૧૦ શેઠ સાહેબ વીરજી પ્રેમજી પારપીઆ.

૫ મહેરબાન અમરસીંગજી ત્રીકમસીંગજી માનકારી સાહેબ.

લુણાવાડા.

૫ શ્રી મહંત શ્રી મંગળગીરજી મથુરાંગીરજી મહારાજ.

૨ શેઠ પુનમચંદ ગુલાબચંદ

૨ ઠાકોર શ્રી માનસીંગજી સુરજમલસીંગજી.

૨ મહંત શ્રી બાલગીરજી પુરૂષોત્તમગીરજી. રમોસવાળા.

અમદાવાદ.

૫ ભીખાભાઇ ગીરધરદાસ

૨ પંચાણ ઉત્તમરામ ભુધરભાઇ

૨ લીનકરરાય અચરતલાલ સૈયદ

સીહોરા.

૫ ઠાકોર સાહેબ રણુમલસિંહજી કરણુસિંહજી.

સાઠોદ.

૫ હરગોવન મુળજીભાઇ બ્રહ્મભટ

૪ જાસપુરા હરીલાલ કાકાભાઇ

૨ નડીવાદરારાવ છગનલાલ હીંમતસીંગજી.

૨ શેઠ ગોરધનદાસ મગનલાલ

૨ બ્રહ્મભટ્ટ છગનલાલ બાપુજી

### કણઝરી.

૫ ઠાકોર ફતેસીંગજી દીપસીંગજી
૩ પટેલ ગીરધર દયાળજી
૨ મહંત માધવદાસજી ચતુરભુજદાસજી
૨ બ્રહ્મભટ્ટ જીજીભાઇ શીવલાલ
૨ બ્રહ્મભટ્ટ શંકરભાઇ શીવલાલ
૨ નડીયાદરારાવ પરતાપસીંગ શીવલાલ.
૨ કાછીઆ મોતીભાઇ ખુશાલભાઇ
૨ રેવાશંકર શીવલાલ દીક્ષીત.

### ભાલોદ.

૫ દુમાલદાર દોલતસીંગજી કાભાઇ

### રૂસ્તમપુરા.

૫ સરદાર બમનજી અરદેશરજી દલાલ. એમ. એલ. એ.

### વહવાણા.

૧ દુમાલદાર મોહનસીંગ મોતીસિંગ બ્રહ્મભટ્ટ

### નાંદોદ.

૫૩ બ્રહ્મભટ્ટ હીમતસીંગજી કુબેરસીંગજી.
૩ દસોંદી મોતીસીંગજી દલુસીંગજી
૨ શેઠજી હોરમસજી રતનજી કંટ્રાકટર
૨ શા. મગનલાલ જેકીસનદાસ

### ડભોઈ.

૩ શેઠ હીમતલાલ હરગોવીંદદાસ શીરોલાવાલા

### ભાયલી

૩ કલાસર સોમાભાઇ પરભુદાસ પટેલ

### કમળપુરા.

૩ પટેલ મંગળભાઇ મથુરભાઈ
૩ જાની સોમેશ્વર વલ્લભરામ
૩ ત્રિવેદી મુળશંકર અમરેશ્વર
૩ સૈયદ બાવદીનમીયાં મહંમદમીયાં

### રૂ. વસનપુરા.

૩ રાય નરસિંહભાઇ મીઠાભાઇ

૨ રાય પરસોતમ ગુલાબભાઇ
૨ રાય રણછોડભાઇ છીતાભાઇ
૨ પટેલ વલ્લવભાઇ દરૂભાઇ

## સાવલી.

૩ પટેલ મથુરાભાઇ ઓતમભાઇ
૨ પટેલ ગોરધનભાઇ પુંજાભાઇ.

## વલસાડ.

૩ લલુભાઇ રતનજી દેશાઇ

## વાંસદા.

૩ દસોંદી પ્રભાતસીંગજી માનસીંગજી
૨ માહારાજીલ ઠાકોરશ્રી ચંદ્રસિંહજી છત્રસિંહજી.

## ગોધરા.

૩ શાન્તિલાલ લલ્લુભાઇ વકીલ
૨ મીસ આલાં કેખશરૂ આગા
૨ મીસ જરબાનું કેખશરૂ આગા
૨ જોહ્ન આઇઝેક પોલીસ. પ્રોસીક્યુટર.

૨ ગણપતરાવ આત્મારાત્ર ખોપકર
૨ પટેલ લલ્લુભાઇ ભૂલાભાઇ

## સુરત.

૪ ડાહ્યાભાઇ કલ્યાણજી વકીલ.
૨ હીરાલાલ એન્ડ સોમનાથ કોચ બીલ્ડર.

## ચાણોદ.

૨ પાઠક ચીંતામણી હરગોવનદાસ
૨ મંગુભાઇ હરગોવન પંડયા.
૨ છોટાલાલ જગજીવનદાસ ભાવસાર
૨ ભટ્ટ પ્રભુલાલ મથુરભાઇ
૨ જમાદાર જીણાભાઇ મોતીભાઇ

## નવા આજવા.

૨ બારોટ શીવલાલ દામોદર
૨ જાદવ ભારથસીંગજી અભેસીંગજી

## ભરથાલી.

૨ પટેલ બાઇલાલભાઇ બાવાભાઇ

**સાંદરણા.**

૨ પટેલ ત્રીભોવન મીઠાભાઇ

૨ પટેલ ત્રીભોવન બાપુભાઇ

૨ પટેલ કાશીભાઇ શંકરભાઇ

**હાલોલ.**

૨ શેઠ બરજોરજી જીવણજી

**હડફેટીઆ.**

૨ પરમાર ઝવેરસીંગ કુબેરજી

**પીંગળી.**

૨ જોશી હરીશંકર હરજીવન.

**લીંચ.**

૨ બ્રહ્મભટ્ટ દામોદર જીગાભાઇ

**ચરાડા.**

૨ બ્રહ્મભટ ગીરધર હીરજી

**કોબા.**

૨ બ્રહ્મભટ્ટ જીભાઇજી સામળજી

**ભાંડું.**

૨ બ્રહ્મભટ્ટ હીરાજી અજીજી

**બીલાસીયા.**

૨ બ્રહ્મભટ્ટ મોતીભાઇ બાપુભાઇ

———

# અગાઉથી નાણાં આપી ગ્રાહક થએલા સદગૃહસ્થોનાં મુબારક નામ.

રૂ. ॥ ગોધરા ॥

૧॥ માસ્તર ડાહ્યાભાઇ ઉકાજી બ્રહ્મ ભટ્ટ ખંભાતા.
૧॥ શા ઝવેરદાસ વનમાળીદાસ
૧॥ સોની સાંકળચંદ નરોતમદાસ
૧॥ બારોટ ઇશ્વરભાઇ અમરસિંગ
૧॥ મગનલાલ વીરચંદ ગાંધી
૧॥ શેઠ પાલનજી ફરામજી
૧॥ શેઠ ધનજીશા માણેકજી
૧॥ શેઠ બહેરામશા માણેકજી
૧॥ કંસારા પુંજાલાલ ચુનીલાલ
૧॥ માસુમઅલી કુદરતઅલી સૈયદ
૧॥ ઘડીયાળી મગનલાલ મનસુખરામ
૧॥ ખરાદી નાનુભાઇ ભૂધરભાઇ
૧॥ હરિપ્રસાદ પુરૂષોત્તમરાય દેશાઇ
૧॥ શેઠ રતનશા કુંવરજી
૧॥ પરી ચંદુલાલ જગજીવનદાસ
૧॥ મીસ્ત્રી માવજી કલ્યાણ
૧॥ મોદી કેશવલાલ ચુનીલાલ
૧॥ સ્વદેશી સ્ટોર ગોધરા
૧॥ શા ભોગીલાલ ભગવાન આતર સુગંધવાળા
૧॥ શા મગનલાલ મુળજીભાઇ
૧॥ શા પાનાચંદ હરસુખભાઇ
૧॥ શા મણીલાલ ભોગીલાલ કાપડીયા
૧॥ શા કેશવલાલ દ્વારકાદાસ
૧॥ માસ્તર જગન્નાથ સોમેશ્વર ભટ્ટ
૧॥ ત્રવાડી મુળજી કાળીશંકર
૧॥ શા કેશવલાલ ચંદ્રાવનદાસ
૧॥ સુતાર ત્રીભોવન રણછોડ
૧॥ ત્રીભોવન લાલજી પટેલ રાઇસ એજન્ટ
૧॥ નારાયણ રામચંદ્ર તાંબે
૧॥ શા તલકચંદ રામચંદ
૧॥ શા ગોરધનદાસ ગોપાળજી
૧॥ ઠાકોરલાલ મણીલાલ ઠાકોર
૧॥ બ્રહ્મભટ્ટ હરગોવિંદ મોતીભાઇ
૧॥ લગેજ કલાર્ક ગોધરા
૧॥ ઇસ્માઇલ હાજી ઇબ્રાહીમ. દડીવાળા
૧॥ શા માણેકલાલ હરીલાલ
૧॥ શા ઓચ્છવલાલ મગનલાલ
૧॥ પુરૂષોત્તમ મુળજીભાઇ પંચાળ
૧॥ ભટ્ટ જીવરામ રણછોડદાસની કંપની
૧॥ વ્યાસ ચિંતામણી ગણપતરામ
૧॥ ડીસ્ટીકટ ઇન્સ્પેકટર સાહેબ કલ્યાણપુરકર

૧॥ રમણીકલાલ ઇશ્વરલાલ વ્યાસ
૧॥ શેઠ પેસ્તનજી નસરવાનજી મલાવવાળા
૧॥ પરશોતમ રણછોડદાસ પરીખ
૧॥ માસ્તર નાથજી બહાદરસીંગ
૧॥ શેઠ હસનઅલી અબ્દુલઅલી
૧॥ પુનમચંદ છગનલાલ પંચાળ
૧॥ મોદી મંગળદાસ મગનલાલ
૧॥ કંકારી બારોટ સોમાભાઈ અ-વેરભાઇ
૧॥ શેખ ચાંદખાં અનવરખાં
૧॥ પગી રામાભાઇ બીજલભાઇ
૧॥ ખ્રિસ્તી પુંજાલાલ કેશવલાલ
૧॥ સોની ત્રીભોવન ઝવેરદાસ
૧॥ ઠક્કર દેવચંદ ખીમજી
૧॥ સેક્રેટરી ગુજરાત રેલવે જુમખાના
૧॥ સલાટ રામજી ભગવાનજી
૧॥ સુતાર ગણપતરામ પરજારામ
૧॥ પંચાળ બાબુભાઇ મોતીભાઇ
૧॥ મીસ્ત્રી ગોકળદાસ નાથજી
૧॥ મીસ્ત્રી શંકરલાલ રણછોડ
૧॥ સબ આસિ. સીંગનલ ઇન્સ્પે-ક્ટર, કસ્તુરસીંગજી
૧॥ સુતાર માવજી હંસરાજ
૧॥ મીસ્ત્રી નાનાલાલ ભીખાભાઇ
૧॥ છોટાલાલ જીવરામ જોષી
૧॥ શેઠ તેમુરજી કુંવરજી ડ્રાઇવર
૧॥ શેઠ ધનજીશા ફરામજી ડ્રાઇવર
૧॥ રાઠોડ ઠાકોર નવલસિંહજી માવ-સિંહજી
૧॥ કંસારા મગનલાલ હરિલાલ
૧॥ વાઘરી જેસંગ ગોકળ
૧॥ દલવાડી ગીરધર છગનભાઇ
૧॥ નારણજી કાળીદાસ ભટ્ટ વનોડાવાળા
૧॥ એમ. સી. દેશાઈ
૧॥ શાહ પુરૂષોતમ મનસુખલાલ

### અમદાવાદ

૧॥ દારા સોરાબજી દસ્તુર
૧॥ મીનોચહેર કુવરજી વાડીયા
૧॥ બાબુ જેઠાલાલ મુળજીભાઇ જાસપુરા
૧॥ ઇશ્વરભાઇ હીરજીભાઈ દેવડાવાળા
૧॥ સુખડીયા શીવલાલ મગનલાલ
૧॥ પી. કસ્ટીયાની કું.
૧॥ શા ચીમનલાલ છગનલાલ
૧॥ શા બાલાભાઇ છગનલાલ
૧॥ પટેલ જેઠાલાલ આત્મારામ
૧॥ પટેલ નરોતમદાસ લલ્લુભાઇ
૧॥ દીનશાજી હીરજીભાઇ દારૂવાલા

૧॥ બ્રહ્મભટ્ટ દેવીસીંગ ભુધરભાઇ તારાપુરા
૧॥ મંચેરશા એદલજી ગાંધી
૧॥ નરીમાન એ. પટેલ
૧॥ માધુભાઈ બાવાભાઇ દ્રીવેટીયા
૧॥ કેશવલાલ દેવશંકર બજેકા
૧॥ પટેલ શંભુલાલ સાંકળચંદ
૧॥ પંચાળ કેશવલાલ એન્ડ જોઇતારામ દંતાળીવાળા ( રૂપાના હુક્કા બનાવનાર )
૧॥ રામજીભાઈ લલ્લુભાઇ બ્રહ્મક્ષત્રી
૧॥ જોધપુરવાળા ધનજીભાઈ પનજીભાઈ
૧॥ કેશવલાલ એ. કાપડીયા

**નવસારી**

૧॥ ઝવેરચંદ ખુમાજી સુપાવાળા.
૧॥ શા છોટુભાઇ લાલચંદ
૧॥ લલ્લુભાઇ પ્રાણજીવન ક્ષત્રી
૧॥ શહરીયા એન્ડ કરકરીયા
૧॥ દેવચંદ ગુલાલભાઇ ક્ષત્રી
૧॥ કાવસજી બરજોરજી મસાણી.
૧॥ શેઠ હોરમસજી ફરામજી ક્રાહેલા
૧॥ લક્ષ્મીદાસ દામોદર ક્ષત્રી
૧॥ આર. એન. પાઠકર
૧॥ સ્વદેશી વસ્તુ ભંડાર
૧॥ રણછોડભાઇ ભુલાભાઇ ક્ષત્રી

**દાહોદ.**

૧॥ બાલાભાઇ દલસુખભાઇ ગોધરાવાસી
૧॥ ઇનામદાર નાથાભાઈ કાળુભાઈ
૧॥ કંટ્રાકટર કાનજીભાઇ રતનજી
૧॥ ઇનામદાર ભગવાનજી ખોડાભાઈ
૧॥ ઇનામદાર હિંમતસિંગ રણછોડભાઇ
૧॥ બારોટ અંબારભાઇ શંકરભાઇ
૧॥ દેસાઇ મીઠાલાલભાઇ રણછોડભાઇ
૧॥ ભટ્ટ ગીરજાશંકર સદાશીવ
૧॥ શેઠ દાદાભાઇ હીરજીભાઇ
૧॥ બ્રહ્મભટ બહેચરલાલ છગનલાલ ગુડસ ક્લાર્ક
૧॥ એમ. સી. શાહ.

**લુણાવાડા**

૧॥ વૈદરાજ મોતીસિંહ બાઇસિંહ
૧॥ સુથાર દલસુખ જોઇતારામ
૧॥ સુથાર જેઠાલાલ મગનલાલ
૧॥ સુથાર પીતાંબર ત્રીકમદાસ
૧॥ સુથાર ફુલચંદ હરિભાઇ
૧॥ પંડ્યા દોલતરામ પરશુરામ
૧॥ દવે મહાસુખ અંબારામ

**ખંભાત**

૧॥ શા. કેશવલાલ ઇચ્છાલાલ

૧॥ જમીનદાર પ્રહલાદભાઇ વજાભાઇ
૧॥ ડાક્ટર જેઠાલાલ નાથાલાલ પારેખ
૧॥ શા. કેશવલાલ લલ્લુભાઇ
૧॥ શા. નાથાલાલ મોતીલાલ
૧॥ માસ્તર અંબાલાલ લલ્લુભાઇ
૧॥ પરી. મથુરદાસ મોહનલાલ
૧॥ અંબાલાલ પ્રાણજીવન પટેલ

વડોદરા

૧॥ શ્રી સ્વદેશી વસ્તુ ભાંડાર
૧॥ રૂસ્તમજી સોરાબજી
૧॥ ગોરધનભાઇ મંગળભાઇ પટેલ
॥ ચુનીલાલ ગોવંદરામ ભાવસાર
૧॥ શા. ગોરધનદાસ માણેકલાલ
૧॥ શા. ચીમનલાલ વેલચંદ
૧॥ ડો. શીવશંકર રાજારામ

બરોડા કાંપ.

૧॥ ગોવિંદરાવ નારાયણરાવ ભુજબલરાવ
૧॥ કેરસાસજી રૂસ્તમજી પાદરેવાલા

સુરત.

૧॥ આનંદશંકર ત. ત્રિવેદી.
૧॥ દલાલ શા મોતીરામ તુળજારામ
૧॥ આર. દાબાભાઇ હરગોવન. કાપડવાળા.
૧॥ શા ચંપકલાલ છગનલાલ
૧॥ મેહલજી કાવસજી દસ્તુર

વાંસદા સ્ટેટ.

૧॥ ખેતરચંદ નવલાજી શાહ.
૧॥ વચ્છરાજ બુધાજી નગરશેઠ
૧॥ ભીકારીરામ સીતારામ મહલવાઇ
૧॥ લાલભાઇ હાજીભાઈ શેઠ.
૧॥ રઘુનાથ વિઠ્ઠલદાસ ઉદમી
૧॥ બળવંતરાવ ગણપતરાવ પવાર
૧॥ મોતીલાલ જવારમલ શાહ.
૧॥ ગોકળદાસ પ્રેમાનંદ ગાંધી

ધરમપુર સ્ટેટ.

૧॥ મોદી. નારણદાસ ભાણાભાઈ

અંકલેશ્વર.

૧॥ રણછોડલાલ ત્રિકમલાલ મિસ્ત્રી.

॥ કડાછલા તાબે સાવલી. ॥

૧॥ અમરસિંગ કાભાઇ બ્રહ્મભટ્ટ.
૧॥ પંચાળ ફુલજી શીવલાલ
૧॥ બારોટ ચુનાભાઇ માનભાઇ
૧॥ બારોટ મુળજી જીજીભાઇ
૧॥ બારોટ ડાહ્યાભાઇ સોમાભાઇ

છાળીએર સ્ટેટ.

૧॥ શા માણેકલાલ મથુરદાસ.

વાલાવાય.

૩ પટેલ દેસાઇભાઇ કાશીભાઇ. (સારસા)
૩ પટેલ મોતીભાઇ કંકરભાઇ (સરભાણ)

૩ પટેલ મોતીભાઈ લક્ષ્મીદાસ (સારસા)
૧॥ પટેલ લલ્લુભાઇ મનોરભાઇ ( સારસા )
૧॥ પટેલ નાથાભાઇ ગરબડદાસ (સરભાણ)
૧॥ પટેલ સોમાભાઇ નાથાભાઇ ( સારસા )
૩ રાય લાલભાઇ દેશાઈભાઇ(મોટા કરારા )
૧॥ પટેલ સોમાભાઇ લક્ષ્મીદાસ (ડભાણ)
૧॥ પટેલ જીજીભાઈ લાલદાસ ( સારસા )
૧॥ રણા અદેસીંગ વજેસીંગ.
૧॥ પટેલ ગબાભાઇ કાળુભાઈ
૧॥ પટેલ ભાઇલાલભાઇ અંબાઇદાસ. (સારસા)

વેછીપુર

૩ પટેલ સામળભાઇ શંકરભાઇ
૧॥ પટેલ ત્રીભોવન મકનભાઇ
૧॥ પટેલ છીતાભાઇ વરઘભાઇ
॥ ઠાકોર રામસીંગજી દયાભાઇ
૪॥ પટેલ દેશાઇભાઇ દરૂભાઇ (નડા)
૩ પટેલ દેસાઈભાઇ મુળજીભાઇ (નડા)
૧॥ પટેલ મગનલાલ પરસોત્તમ ( તારાપુર )
૩ પટેલ તળજાભાઇ નારણભાઇ (સોજીત્રા)
૧॥ પટેલ મુળજીભાઇ ડુંગરભાઇ ( નાર )

સતનગર

૧॥ પટેલ ભગવાનભાઇ ખુશાલભાઇ (દરાપુરા)
૧॥ પટેલ કસનભાઇ અમથાભાઇ (બોરબાર)
૧॥ રાય ભાઇલાલભાઇ મીઠાભાઇ (મોટા કરારા)

શારદાપુર

૧॥ પટેલ લલ્લુભાઇ જેઠાભાઇ ( ભાદરણ )

દીવા

૧॥ જીવણલાલ જમનાદાસ મીસ્ત્રી

નદીસર

૧॥ ચુનીલાલ માણેકલાલ તલાટી

બાલોદ

૧॥ બાલાશંકર ગુણવંતરામ ભટ
૧॥ વિશ્વનાથ બાલાશંકર
૧॥ હરગોવિંદદાસ જમીયતરામ
૧॥ ચંદ્રશંકર પ્રાણશંકર
૧॥ છગનલાલ હરીસિંહ
૧॥ રમણલાલ પ્રભાશંકર
૧॥ મણીલાલ કાળીદાસ

મુંબાઇ

૧॥ શા. મોતીલાલ લાલજી

૧॥ દેવજી શીવદાસ પટેલ

૧॥ શા. કેશવલાલ છોટાલાલ ખંભાતવાળા

૧॥ મગનલાલ દુલ્લવરામ ભજીયાંવાળા

હાલોલ

૧॥ પટેલ વાગજીભાઇ મોતીભાઇ

૧॥ શા. છોટાલાલ મોતીલાલ

૧॥ શા, પાનાચંદ શીવલાલ

૧॥ સોની જગજીવન માણેકલાલ

૧॥ મોહનલાલ ઝવેરદાસ શાહ

કણઝરા

૧॥ કાછીઆ રણછોડ ઇશ્વર

૧॥ પટેલ રણછોડદાસ શામળભાઇ

૧॥ શા. કેશવલાલ લક્ષ્મીદાસ

૧॥ પટેલ પુંજાભાઇ મથુરભાઇ

૧॥ પટેલ ગીરધરભાઇ જીભાઇ

મેત્રાલ.

૧॥ કુમાર શ્રી માનસિંહજી ગુલાબ સિંહજી

ડેમાઇ

૧॥ પટેલ ખુશાલભાઇ અમથાભાઇ

સાવલી

૧॥ પટેલ પરસોત્તમભાઈ ગોવિંદભાઇ

૧॥ દામોદર જેસીંગભાઇ બ્રહ્મભટ.

ધરમપુર તાબે સાવલી

૩ પટેલ મોતીભાઇ લલ્લુભાઇ (કારવણ)

૩ પટેલ નાગજીભાઇ નારણભાઇ (નડા)

૧॥ પટેલ ત્રીભોવનભાઇ દેસાઇભાઇ (નડા)

૧॥ પટેલ જેઠાભાઇ પરસોત્તમ (નડા)

૧॥ પટેલ ચતુરભાઇ ગરબડદાસ (વામદ)

૧॥ અમીન મોતીભાઇ ગરબડભાઇ (નડા)

૧॥ પટેલ નાગજીભાઇ ઝવેરભાઇ (નડા)

૧॥ પટેલ હરિભાઇ જોરાભાઇ (નીકોરા)

સામળદેવી.

૧॥ જથાભાઇ પથાભાઇ તલાટી.

વાડાસીનોર.

૧॥ મોહનલાલ લક્ષ્મીરામ ત્રિવેદી

૧॥ ગીરજાશંકર અમૃતલાલ

૧॥ ખરાદી શંકરલાલ મોતીભાઇ

૧॥ શંકરલાલ પુરષોતમ ત્રિવેદી

આણંદ.

૧॥ પટેલ લલ્લુભાઇ ગીરધરભાઇ

ઓડ.

૧॥ પટેલ કાળાભાઇ સનાભાઇ

૧॥ પટેલ નાથાભાઈ સામળભાઇ

સુંદણ.

૧॥ શિવસિંહ જાલમસિંહ પરમાર

ઉત્તમનગર.

૧॥ દાદાભાઇ કેસુરભાઇ પટેલ

૧॥ પટેલ શંકરભાઇ ગોપાળભાઇ

૧॥ પટેલ નાગજીભાઇ પરસોત્તમ.

મુઢેલા.

૧॥ પટેલ રણછોડ ધર્મદાસ.

શક્તિપુરા

૧॥ પટેલ કસ્તુરભાઇ વ્રજભાઇ

વાંટાવદર.

૧॥ દરજી તલશી ભગાન

ડાકોર.

૧॥ શા. ચુનીલાલ છોટાલાલ ખંભાતવાલા.

૧॥ માણેકલાલ છોટાલાલ શાહ

૧॥ વ્યાસ છોટાલાલ નારણભાઇ

કપડવણજ

૧॥ ઘનામદાર હરીભાઇ જેઠાભાઇ

૧॥ છોટુભાઇ મણીલાલ ત્રિવેદી

ભાલેજ

૧॥ પટેલ મોતીલાલ સનાભાઇ

ટીમ્બા.

૧॥ ઠાકોર કિસોરસિંહ લક્ષ્મણસિંહ

૧॥ રેવાશંકર નરોત્તમ દવે

૧॥ ઠાકોર પરતાપસિંહ સાહેબસિંહ

૧॥ અંબાલાલ નાથજી પટેલ.

બાહી.

૧॥ ઠાકોર લક્ષ્મણસિંહજી ભુરાભાઇ સોલંકી

૧॥ ઠાકોર ભારથસિંહ મકનસિંહ

૧॥ ઠાકોર જયસિંહ ધમિરસિંહ

રતનપુર

૧॥ માહાસુખ છગનલાલ મીસ્રી

અડાદરા.

૧॥ શા મોહનલાલ ભોગીલાલ

કંડાચ.

૧॥ પાઠક ફુલશંકર રણછોડભાઇ

શહેરા

૧॥ હરીશંકર પીતાંબર ભટ્ટ

કરસેણા.

૧॥ રબારી કાળીદાસ નરસિંહ

હરકુંડી.

૧॥ છગનલાલ શ્રીધરભાઇ પટેલ

૧॥ ગોરધનભાઇ ખુશાલભાઇ પટેલ.

સુંથરામપુર.

૧॥ ઉદાજી ધુળાજી પરમાર.

૧॥ જોષી નાથજી મોતીરામ

આંકલીઆ.

૧॥ ગણપતરામ રેવાદત દવે

મુવાલીઆ.

૧॥ માનસિંહ નારસિંહ મીનામા.

બોરડી

૧॥ સળુભાઇ સોમભાઇ ગોહીલ

ઝાલોદ

૧॥ ઉપાધ્યાય મયાશંકર ભુરાભાઇ

૧॥ દવે ગણપતરામ હરીકૃષ્ણ.

કાલોલ

૧॥ દેશાઇ મોહનલાલ મુળજીભાઇ.

૧॥ મોહનલાલ ગીરધરલાલ પરીખ.

**રાજપુરા પીંગળી**

૧॥ જોરાભાઇ મેવલસીંગ પટેલ.

**કાંકણપુર.**

૧॥ માસ્તર ધનેશ્વર મોરારજી પાઠક.

**વસનપુરા**

૧॥ લાયબ્રેરીના સેક્રેટરી રાયધર મદાસ લાલદાસ.

**ઉંનેલ.**

૧॥ બ્રહ્મભટ્ટ મોતીલાલ દામોદર

**પેટલાદ.**

૧॥ શા. ભોગીલાલ શીવલાલ

**વીરસદ.**

૧॥ મીસ્ત્રી ઇશ્વવલાલ રણછોડ

**કેરીઆવી.**

૧॥ મણીલાલ શીવલાલ પંડ્યા

**નડીયાદ**

૧॥ દેશાઇ મોતીલાલ લલ્લુભાઇ

૧॥ બ્રહ્મભટ અંબાલાલ કાહાનજી ભાઇ

**પાટણ.**

૧॥ બ્રહ્મભટ અમથાલાલ નથ્થુભાઇ

**સાવરકુંડલા**

૧॥ શાહ ધનજીભાઇ નેણશી મહેતા

**કુરાંચી**

૧॥ હોરમસજી જહાંગીરજી ગાંધી

**જલાલપુર.**

૧॥ વસનજી નારણજી નાયક

**કલ્યાણ**

૧॥ પેશોતન દીનશાહ કડવા

**ઝીણોર**

૧॥ ઠાકોરશ્રી ભીમસિંહજી ખુમાનસિંહજી

**ભાયલી**

૧॥ પટેલ ચતુરભાઇ લલ્લુભાઇ ઉઘરાતદાર

**નાંદોદ**

૧॥ અમરસિંહ અજુજી બ્રહ્મભટ

૧॥ મુળજીભાઇ દોલતસિંહ

૧॥ શીવશંકર નાગેશ્વર વ્યાસ

**ચાણોદ**

૧॥ શા કેશવલાલ ભોગીલાલ

૧॥ ઠાકર ગોરધનદાસ ઉલ્લાસરામ

**કરજણ**

૧॥ તોલાશંકર મોતીરામ સ્ટાપવેન્ડર

૧॥ લાલાજી નનુલાલ હરસુખજી

**ચોરંદા**

૧॥ પટેલ નારણભાઇ ગરબડદાસ

**સરભાણ**

૧॥ પટેલ પ્રાગદાસ પરશોતમદાસ

**બોડલી**

૧॥ કાશીદાસ દુર્લભદાસ

**વહોરા**

૧॥ શા હરીલાલ નાથાલાલ

**ડભોઇ**

૧॥ ગાંધી ભગવાનજી મુળજીભાઇ

૧॥ જીવણલાલ બાપુભાઇ દલાલ